ઇશાઅતે ઓલુમની હારમાળા નંબર ૨૩.

રસુલુલ્લાહે (સલ૦) ફરમાવ્યું છે:-

"ખુદા જેના વિષે ભલાઇ ધારે છે તેને દીનમાં સમજ આપે છે."

# તાઝિયાની હકીકત

—: ઉર્દુ ઉપરથી ભાષાંતર કરનાર :—

મર્હુમ મવલાના ગુલામ મોહમ્મદ સાદિક.

—: છપાવી પ્રસિદ્ધ કરનાર :—

મોહંમદ હુસેન બિન હાફિઝ ઇસ્માઇલ રાંદેરી
પ્રમુખ, તબલીગે ઇસ્લામ રાંદેર, જીલ્લે સુરત

મોહર્રમ
૧૩૪૮ હી.

સુરત, મુસ્લિમ-ગુજરાત પ્રેસમાં
અબ્દુલ્લાહ ફખરૂદીન સિયિદે
છાપ્યું.

આવૃત્તિ ત્રીજી
નકલ ૫૦૦૦

અંજુમને તબ્લીગે ઇસ્લામ રાંદેર તરફથી ભેટ.

19 JUL 1929



હાબાદ
પીશાઈટ-સંગ્રહ

# પ્રસ્તાવના.

સર્વ તારીફ અને સ્તુતી ખુદાનેજ માટે અને તેના દરેક પ્રસન થયેલા સેવક માટે દરૂદ અને સલામ છે.

સાહેબો આ ચોપડી પ્રથમ ઉર્દુ ભાષામાં "દાસ્તાને દિલપેઝીર" નામની મૌલવી હસનઅલી સાહેબ મરહુમની રચેલી શેઠ મી. હાજી રહમતુલ્લાહ હાજી દાઉદ સાહેબે દરેક મુસલમાનોના લાભ અર્થે છપાવી હતી. હાલ મેં તેનો ગુજરાતીમાં તરજુમો કરી "**તાઝિયાની હકીકત**" નામ રાખ્યું છે. અને કેટલેક ઠેકાણે

સેવક, **અબ્દુરરહીમ ગુલામ મોહમંદ સાદિક.**



District Magistrate
Surat.

# તાઝિયાની હકીકત.

III
1929

بسم الله الرحمن الرحيم
نحمده و نصلي على رسوله الكريم

ઘણો મહેરબાન રહમકર્તા અલ્લાહના નામથી.

પુના શેહેરમાં બે મુસલમાનોની આપસમાં ઘણી ગાઢી દોસતી હતી. તેમાં એકનું નામ અબદુલ્લાહ અને બીજાનુ નામ ખોદાબખ્શ હતું. અબદુલ્લાહ કાંઇ પડવા લખવાનું જાણતો હતો પણ ખુદાબખ્શ તો જંગલી જાટની માફક અજ્ઞાન હતો. એમ છતાંએ પણ બે દોસ્ત જાણે બે દેહને એક આતમાને માફક હતા. તે બન્નેમાં સીધાપણું પણ હતું.

ભોગજોગે અબદુલ્લાહને એક શેઠ સાહેબની નોકરી કરવાની જરૂરત પડી અને તેથી કરી હિંદુસ્થાન ફરવાનો પણ મોકો હાથ લાગ્યો. એ સફરમાં એને કદીકદી અલ્લાહવાળા બુજરેગોની તેમ આલેમ બાઅમલની પણ મુલાકાત નસીબ થઇ હતી અને બુજરગોના ઉમદા અસરકારક બોધ સાંભળ્યા કરતો. ફરી પેલું કહેવતવાળું કે 'વરસાદ સારી જગ્યાએ પોતાનો અસર ઘણો અને ઘણી જલદી કરે છે પણ નઠારી જગ્યામાં થોડુ અને મહેનતથી અસર કરે છે" એની

તબીયત પણ સીધી હતી અને દિલ સાફ હતું જેથી બારેકે બદલાઇ ગયો. પ્રથમ તો માત્ર ઇદની નમાજ પઢતો હતો પણ હવે તો પાંચે વખ્ત જમાઅત સહીત તેને નમાજ પઢવાનો આદી થઇ ગયો. અબદુલ કાદેર સાહેબની ઉર્દુ તફસીર મવજેહુલ કુરઆન તેમ લેવણનો તરજુમો લઇ આખા કુરઆનનો તરજુમો ખુબ સારી રીતે સમજી તેનો જાણીતો થયો. કુરઆનની લોહચુંબક અસર તો પ્રખ્યાતજ છે. તેણે એના દિલને મોમસરખું નરમ કરી નાંખ્યું. ખુદાના ડરે એના દિલમાં વાસો કીધો. ફરી તેણે ઉર્દુ મશારેકુલ અનવાર વગેરે સારી સારી કીતાબો ખરીદી. શેઠ સાહેબને ત્યાં પણ કામ થોડું હતું તેમ અબદુલ્લાહને વધારે કામમાં લગાડતો પણ નહોતો. જેથી પુસ્તકો વાંચવાનું વખ્ત ઘણું મળતું હતું. મતલબ કે, પુસ્તકો વાંચવાં એને ઘણું લાભકારક થયું. ઘણા દિવસો પછી અબદુલ્લાહ સફરથી પુનામાં પોતાનાં બાળબચ્ચાંઓને મળવા આવ્યો. પોતાના પુરાણા દોસ્ત ખુદાબખ્શની પણ મુલાકાત લીધી, બેઉ દોસ્ત એક બીજાથી મળી ઘણા ખુશી થયા. ફરી શું છે, તેજ પુરાની દોસ્તી અને પુરાની મોહબ્બત! જ્યારે જુઓ ત્યારે અબદુલ્લાહ અને ખુદાબખ્શ એકબીજાની પુઠે પરછાયાની માફક કદી જુદા થતાજ નથી. એક દિવસ એ બેઉ દોસ્ત ઘરણના બાગને જોવા ગયા. તે દિલ બહેલાવનાર બાગ જોઇ બને દોસ્ત ઘણા ખુશી થયા. ખરું જુઓ તો એ જગ્યાજ એવી છે કે કેવો પણ મરેલા દિલનો કેમ ન હોએ એ સોહામણા બાગ અને નદીને જોઇ જરૂર બાગબાગ થઇ જાય છે. ઘરણ નદીનું બાગના ઉપરથી જુદા જુદા રૂપમાં થઇ પડવું, પાણીના જોરથી પડવાનો પ્યારો અવાજ, દિલ બેહેલાવનાર મેદાન એક તરફ આંખ લગાડી જુવો તો નદીને

પેલે પારની એક ઘણીજ ખુબસુરત પહાડી નજર આવે છે. એક તરફ જુવો તો મોટો જબરજસ્ત પુલ છે જેના પરથી ગાડીઓની લેન અને ચાલનારાઓનાં ટોળાં ચાલી રહ્યાં છે. એક તરફ ફરી જાઓ તો બગીચામાં રંગ રંગનાં ફુલ અને તરેહ તરેહનાં ઝાડ પોતાનું જોબન બતાવી રહ્યાં છે. ઠામઠામ બેંચો મુકાયલી છે. પારસી હિંદુ સારાં સારાં કપડાં પહેરી શણગારાઇ બગીચાની રવેસમાં ફરી રહ્યા છે. ઠામઠામ બે ચાર દોસ્તો બેસી દિલ્લગીની વાતો કરી રહ્યા છે. કોઇ કોઇ જગ્યા ઈંગ્રેજોનાં નાઢલાં નાઢલાં ખુબસુરત બચ્ચાં પોતાના બાપની આગળ રમતાં ખેલતાં ચાલી રહ્યાં છે. સુબહાનલ્લાહ! અજાએબ રીતનો દિલ બહેલાવવાનો આ બગીચો છે અને આશ્ચર્ય લાયક ખુશી ઉપજાવનાર આ મથક છે. આખા દક્ષિણ દેશમાં એ સ્થળ જોવા લાયક છે. તે બાગમાં બન્ને દોસ્ત પસાર કરવા લાગ્યા અને ચાલતાં ચાલતાં નીચે પ્રમાણે વાતો કરતા હતાઃ—

**અબ્દુલ્લાહ**—ઓ મારા પ્યારા દોસ્ત ખોદાબખ્શ! હમણા તો મોહર્રમનો માસ ઘણો પાસે આવ્યો છે. ખુદા ન કરે કેથે મુશરેકો અને બિદઅતીઓના કામમાં ભેગો થતો ના. ભાઇ! જેથી દુન્યા અને દીન બંને બરબાદ થાય છે. આ મોહર્રમની જે ખાસ ફઝીલત છે જેને વિષે હદીસ શરીફ આપણુને તેની ચેતવણી આપે છે તે સર્વ કોરે રહી જાય છે. વારૂ તમારો છોકરો ઉમરબખ્શ તો દર વરસે હજરત ઇમામહુસૈન (રદી) નો વાઘ બન્યા કરતો હતો. ભાઇ! ખુદાને માટે તે બચ્ચાંને પાપમાં નહીં ફસાવ અને ગુનાહમાં નહી નાખ, નહિ તો ખુદાને ત્યાં સખ્ત રીતે જવાબ દેવો પડવાનો. વળી તમો તો તાબુતમાં પૈસા પણ આપતા હતા. જોજો કેથે આપતા નહિ. ખુદાના ફજલથી હવે હું

તો સમજી ગયો છું કે એ સર્વકામ ઘણાંજ ખરાબ છે, એવાં કામથી ન તો ખુદા રાજી અને ન તો રસુલ રાજી. દુન્યામાં બે આબરૂ થવું અને આખેરતમાં ખુદાના અજાબમા ફસવું છે. મારા ઉપર પણ એક વખત એવો આવ્યો હતો કે જેથી ગાંડપણમાં ફસ્યો હતો. અધર્મિ (બેદીની) નાં કામોને ધર્મિ કામો સમજતો હતો, એટલુંજ નહિ પણ ના કહેનારને પોતાનો પાકો દુસ્મન જાણતો હતો, હજારો રીતે ખુદાનો આભારી છુ કે તેણે મને માર્ગે લગાડયો. ખુદાની પનાહ, જો હું તેજ વખતમાં મરી જતે તો મારા દોજખવાસી થવામાં શકજ શાનો હતો? જો ભાઇ ખુદાબખ્શ! તું મારો દોસ્ત છે અને દોસ્તીનો પણ એક હક થાય છે. માટે મારા ઉપર પણ લાઝિમ છે કે તને તે બલાથી બચાવવાની કોશીશ કરૂં.

**ખુદાબખ્શ**–(અબદુલ્લાહની એ બધી વાતો હેરતની રીતે સાંભળી સાંભળી દંગ થઇ ગયો અને કેટલીકવાર પછી અચરત સાથ બોલ્યો) ભાઇ અબદુલ્લાહ! તને શું થઇ ગયું? ખયરિયત તો છે? અરે ભાઇ તું શું બોલી રહ્યો છે? હિંદુસ્થાનની સફરમાં કેયે કોઇ બેદીન વહાબી, અને નેચરીને પાલે તો પડયો નહિ? તને થઇ શુ ગયું? હું જોઉ છું કે તારા દિલમાંથી હજરત ઇમામહુસેન (રદી) ની મહોબ્બત તદ્દન નિકળી ગઇ છે; ખુદાની પનાહ, તાજીયાદારી, તાજીયાપરસ્તી, હજરત ઇમામહુસેન (રદી) નો રીછ બનવું અને વાંદર બનવું એજ તો ઇસ્લામ છે. જેના દિલમાં ઇમામની મહોબ્બત ન હોય તે મુસલમાન ક્યારે છે? ખુદા ખેર કરે તું શું આ વખત મોહર્રમમાં અમારી ભેગો રહેશે નહિ? હું તો એમજ સમજતો હતો કે અબદુલ્લાહ આ લાંબીચોડી મુસાફરીથી કાંઇ કમાઇ લાવ્યો હશે, તાબુત ઘણી ધુમધામથી બનાવશે;

આ વખત મોહરમમાં બાપદાદાનું નામ સારી રીતે વધારશે પણ હું તો જોઉં છું કે તારો ડોળજ બદલાઇ ગયો છે. મારા ભાઈ! તુ રાત દિવસ કીતાબો જોયા કરે તેથી હું દિલગીર હતો નહિ, તેમ તને પાકો નમાઝી જોઇ મને ગમ થયો નહોતો, પણ તારી એવી વાતોના સાંભળવાથી મારા દિલને ઘણો સદમો પહોંચ્યો છે. જો ભાઇ, આ મોહર્રમ છે. તું જો અમારી સાથ થશે નહિ તો અમારી તમારી દોસ્તીમાં કટ્ટી સમજવી.

**અબદુલ્લાહ**–ભાઇ ખુદાબખ્શ! તમો સમજદાર જુવાન છો. અણસમજની વાત કરવી નહિ. અલ્લાહ તઆલાએ તમને બુધ્ધિ આપી છે. વિચારો, જાચો જે વાત ખુદા અને રસુલના હુકમને માફક હોય તે માનો, અને જે વિરૂધ્ધ હોય તેને તજી દો.

**ખુદાબખ્શ**–હું તો સો વાતની એક વાત જાણું છું કે જે વાત બાપદાદાના ચાલતી આવી હોય તેને જરૂર કરવી જોઇએ. મોહર્રમમાં જે કાંઇ હમો કરી રહ્યા છીએ તે કાંઈ નવી વાત નથી. સેંકડો વરસથી ચાલી આવી છે. એ વતરોક જુઓ તો આખા હિંદુસ્થાનમાં મોહર્રમમાં ઘણી ધુમધામ થાય છે. લખનોવ, પટના, દિલ્લી, લાહોર કાનપુર અને કલકત્તા વગેરેમાં કેવી જોરશોરથી મોહર્રમ થાય છે? શું હિંદુસ્થાનના આટલા બધા મુસલમાન કમાર્ગે છે? આખર તેઓ પણ તો પઢેલા લખેલા છે. હમો જે કાંઇ મોહર્રમમાં કરી રહ્યા છીએ તે જો ઇસ્લામી ધર્મ વિરૂધ્ધ હોત તો તેઓ કેમ છોડતે નહીં? મેં તો એકવાર એક મૌલવી સાહેબથી વઅજ કહેતાં સાંભળ્યું હતું કે ભાઇઓ મોહર્રમમાં તમો જે કરો છો તે કર્યા જાઓ. એ ઘણું પુન્યનું કામ છે. કોઇ બેદીનોની વાત સાંભળવી નહિ. ત્યારે શું આ મૌલવી સાહેબ એમજ જુઠ બોલતા હતા? હું તો વારૂ અભણ છું, શું મૌલવીઓ પણ આવા

જાહેલ હોય છે? મેં સાંભળ્યું છે કે દખણમાં એકવાર સરકારે તાબુત બંધ કીધા હતા તો એક મૌલવી સાહેબ ખુબ લડયા અને આખર સરકારથી તાબુત ચાલુ કરાવ્યા અને તાબુત નીકળવાને વખતે પોતે પણ પધાર્યા. કહેવામાં આવે છે કે હિંદુસ્થાનના શાહ અબદુલ અજીજ સાહેબ પણ તાજીયાદારીને પ્રસન્ન રાખતા હતા. મીયાં સાહેબ છાનામાના બેસી રહો. મારા દાખલાઓને તો તમો લાખ વરસે પણ તોડી શકવાના નહિ.

**અબદુલ્લાહ**–ભાઇ હું જે કહું છું તેને ખુદા વાસ્તે સારી રીતે જીવ લગાડીને સાંભળ. ફરી જો હું ખોટું કહું તો તારે માનવું નહિ, તમારો એવો દાખલો કે જે કામ બાપદાદાથી થતું આવે છે તેને જરૂર કરવું જોઇએ. બાપદાદાની રીત ઉપર અડી રહેવું જોઇએ. એ છેક અણસમજાયની વાત છે. વિચારો તો ખરા કે જો કોઇના બાપદાદા ચોર ડાકુ થયા હોય તો શું તેને ચોરી અને ડકાટપણું કરવું જોઇએ? અરબસ્તાનના મુલકમાં મુર્તિપુજા અનેક માર્ગે ફેલાયલી હતી. જ્યારે હજરત રસુલુલ્લાહ (સલ) સાહેબ ઇસ્લામી ધર્મની વઅજ (બોધ) કહેતા હતા ત્યારે કાફરોએ પણ એવીજ દલીલ પેશ કીધી હતી કે જે ધર્મ અને રીતરસમ બાપદાદાથી ચાલી આવી છે અમે છોડવાના નહિ. અમે નવા ઇસ્લામી ધર્મને કદી કબુલ કરવાના નહિ. ત્યારે શું આ દલીલ તેઓની ઠીક હતી? જો અરબવાલા બાપદાદાનાજ ધર્મ ઉપર અડેલા રહેતે તો તેઓ ઇસ્લામથી ભાગ્યવંત (મુશર્રફ) કેમ થતે? તેઓ તો બીલકુલ કાફર અને મુશરેકજ રહી જતે. ભાઇ ખુદાબખ્શ! સાંભળો, હજરત ઇમામ હુસૈન (રદી) ની મોહબ્બત તો હમારૂં દીન ઇમાન છે. જ્યારે હજરતે (સલ) પોતાની જબાન મુબારકથી

ફરમાવ્યું કે જેણે હુસૈન (રદી) ની મોહબ્બત રાખી તેણે મારેથી મોહબ્બત રાખી. ત્યારે કયો મુસલમાન એવો છે કે હજરત (સલ) ના કલેજાના ટુકડાથી મોહબ્બત નહી રાખે? પણ યાદ રાખજો કે હિંદુસ્થાનના મુસલમાનો મોહર્રમના દસ દિવસમાં જે કાંઇ કામો બેદીનીનાં કરે છે તે ઇમામ સાહેબની મોહબ્બતમાં મળે નહિ પણ ઉલટી દુશમની છે. મ્હોથી તો એમજ બોલે છે કે અમો ઇમામોનો ગમ કરીએ છીએ પણ પબ્લીક રીતે ખુશી કરે છે. જાઓ, જુઓ આ પવિત્ર વખતમાં હિન્દુસ્થાનમાં શું થાય છે? નવાં નવાં રંગેલા કપડાં પહેરે છે, રોશની કરે છે, વાજું વગાડે છે, ઉછળતાં કુદતાં બદમસ્તીયો કરે છે, કેટલાક કમબખ્ત તો શરાબ સુધ્ધાં પીએ છે, ગાંજાનો દમ મારે છે ત્યારે શું એનુંજ નામ ગમ જાહેર કરવું છે? હું ધારૂં છું કે તમોએ તો જરૂર કરબલામાં બનેલી બીનાને સાંભળી હશે. જ્યારે હજરત ઇમામહુસૈન (રદી) શહીદ થયા તો યજીદના સાથીઓએ આપના શીર મુબારકને ભાલા ઉપર મુકી શહેરમાં ફેરવ્યુ અને ઘણી ખુશી કીધી મારી સમજમાં તો એમ આવે છે કે જે માણસ મોહર્રમના દસ દિવસમાં તાબુત બનાવી, વાજાં વગાડી, રોશની કરી આખા ગામમાં ધુમધામ સાથે ફરે છે તેઓ યજીદની પલટનની નકલ કરે છે. ખુદા હિંદુસ્થાનના મુસલમાનોને સમજ આપે કે તેઓ સમજે કે અમો આ શું કરી રહ્યા છીએ. મુસલમાનો કાંઇ હિંદુસ્થાનમાંજ વસતા હોય તેમ નથી. રૂમ, શામ, મિસર, અરબ, તુર્કસ્તાન, અફઘાનીસ્થાન, ચીન અને જાવા વગેરે દેશો જ્યાં કેયે જાઓ, કરોડો મુસલમાનોને જોશો, પણ આ ભુંડા રસમનો કેયે પત્તો લાગશે નહીં. શું મક્કા મોઅજ્જમાં અને મદીના મોનવ્વરાના મુસલમાનો

કરતાં હિંદુસ્તાનના મુસલમાનો હજરત ઇમામ હુસૈન (રદી) ઉપર વધારે પ્રીતી કરનાર છે? જે હાજી કે મક્કા અને મદીનામાં વધારે મુદત રહ્યો હોય તેઓને કસમ દઇ પુછો તો ખરા કે આ બન્ને પવીત્ર જગ્યાઓમાં મોહર્રમના દસ દિવસમા શું થાય છે? હુતો ખાતરીથી કહું છું કે તે આજ કહેશે કે જે કાંઇ હિંદુસ્તાનમાં થાય છે તે ત્યાં કંઇ પણ થતું નથી. હુ ધારૂં છું કે તમારા દિલમાં કુદરતી રીતે એવો શક ઉત્પન્ન થશે કે એવાં કામ હિંદુસ્થાનમાં કયાંથી આવ્યાં! તેનો જવાબ ભાઇ વિચાર કરી સાંભળો, હું તેનુ મુળ કારણ બતાવું છું. જ્યારે હિંદુસ્તાનમાં મુસલમાનોનું રાજ સ્થપાયુ તો કેટલાક તો જાંચી, પરખીને મુસલમાન થયા અને લાખો માણસ લાલચ અને બીકથી ઇસ્લામમાં દાખલ થયા. હવે એ લોકો મુસલમાન તો થયા પણ ઇસ્લામમાં શું છે તે તેઓ સમજ્યા નથી. તમો જાણો છો કે હિન્દુઓનો ધર્મ ખેલ તમાશાનો છે. કેથે ગણેશની મુર્તી કઢાય છે તો કેથે દૂરગાની મુર્તિ બનાવે છે. મતલબ કે હજારો દેવી દેવતાઓની પૂજા કરે છે, હજારો લાખો પુરૂષ સ્ત્રી સારાં સારાં કપડાં પહેરી ગાઇ વગાડી એ મુર્તીઓની સાથે આખા શહેરમાં ફરે છે. અને પોતાની સમજ પ્રમાણે તેને ઘણું ધાર્મીક અને પુન્યનું કામ સમજે છે. મતલબ કે હિન્દુ ધર્મમાં ઘણોજ ખેલ અને દિલલગી છે. આ કમસમજ નવા મુસલમાન જેઓ કે વગર સમજે બુજે મુસલમાન થયા હતા તેઓ મુસલમાની ધર્મમાં આવી ગભરાવા લાગ્યા કે અરે આ ધર્મમાં તો ખેલ કે તમાશો કાંઇ પણ મળે નહી, ઇસ્લામી ધર્મનો તો એવો કાયદો છે કે "હસો થોડું રડો વધારે" "ઇમાનવાળાઓ દરેક નકામી (લગો) વસ્તુથી બચ્યાં રહો." "જેઓ આ જગતમાં ખુદાની બીકથી રોશે તેઓ

જનંતમાં ઉંચી પદવી પામશે." આ જગતને એક કેદખાનું સમજો. "કેદીગોની તરેહ કામ કરી લો." "કેદખાનાની મુદત પુરી કરો અને જ્યારે મોતનું તેડું આવી લાગે તો હસી ખુશીથી પોતાના માલીકની પાસે વગર ખટકે કરનીનો બદલો લેવા માટે ચાલ્યા જાઓ. અને જંનતની હમેશની જીંદગીમાં સારી રીતે ચેન અને આરામ કરો." હવે આ નામના મુસલમાન પ્રથમતો ઘણા ગભરાયા, અને તેઓની હોસ તેઓના જીવમાંજ રહેવા લાગી. પણ છેવટે શયતાન તેઓની કુમકે આવી પુગ્યો. અને તેઓને મોહર્રમમાં આ બધી શરારતો કરવાની તાલીમ (ઉપદેશ) કીધી. જો કે ચેલા ઘણા ચંચળ હતા. જેથી શીક્ષક (ઉસ્તાદ) કરતાં પણ વધી ગયા અને દીન પર દીન નવો નવો ઢોંગ કાઢવા લાગ્યા. પ્રાચીન કાળમાં જ્યારે લોકો પેગંબરોનું ફરમાન માનતા નહોતા તો, અલ્લાહ સાહેબ ગુસ્સે થઇ તેઓની સુરત બદલી વાંદરે કે સુવ્વર બનાવી દેતો. શૈતાનને પણ આ સુરત ઘણી શોભાયતી લાગે છે. તેણે જોયું કે આ વખતમાં હજરત મોહમ્મદ (સલ) સાહેબના પ્રતાપથી કોઇ સુવ્વર કે વાંદર બનતુ નથી. ત્યારે તેણે સોચ કીધી કે ખરા નહીં તો નકલજ સહી કોઇ રીતે માણસની સુરત બદલાવી જોઇએ. જેવું કે તેનાજ બતાવ્યા પ્રમાણે દખણના મુસલમાન હજરત ઇમામ હુસૈન (રદી)ના રીછ અને વાઘ બને છે. કટક શહેરમાં જે મુસલમાન નકલી શેર બને છે તે બકરાને પોતાના દાંતથી ચીરી તેનું લોહી પીએ છે. કહો સાહેબ કેવો કમાલ કીધો? મારા પ્યારા ભાઇ! તમારે બુરું માનવું નહીં, તાબુત બનાવ્વું શું છે? સોચો વિચારો જો તમારા ભેજામાં જરા પણ બુદ્ધી હોએ તો સમજો કે આ તેજ દુરગાની સુરત અને મહાકાળીની સુરત બીજા

રૂપમાં કરી રહ્યા છે, સમજુ માણુસે તુરત ગુસ્સે થવું જોઇએ નહિ. જો તમોએ શૈતાનની વાત સાંભળો લીધી તો તો ગુસ્સે થઇ એમજ કહેશો કે, જુઓ આ નાલાએક હજરત ઇમામ હુસેન (રદી) ને ગણેશ, દુરગા અને મહાકાળીની ઉપમાં (તશબીહ-મીસાલ) આપે છે, અરે ભાઇ ખુદાની પનાહ હું એવું કામ કેમ કરીશ? શું હજરતના કલેજાના ટુકડાને એવા શૈતાનો સાથે તશબીહ આપી મારી પોતાની આકેબતનું સત્યાનાશ કરીશ? શું મને ખુદાનો ખોફ નથી? શું મને પોતાની આકેબતની પરવા નથી? હું તો તાઝિયા બનાવવાને, તાબુત કહાડવાને, વાજાં વગાડવાને, અને સ્વાંગ કરવાને કે જે તદન ખુદા અને તેના રસુલ (સલ)ના હુકમની વિરૂદ્ધ છે, તેને મુર્તિ પૂજા જેવુ કામ સમજું છું. કયાં એ બુરાં કામ, ભુંડાં ચલણ અને કયાં હજરત ઇમામ હુસૈન. (રદી) શું કોઇ નાપાક બદજાત એવા બુરાં કામને બુજરગોના તરફ લગાડે તો તે કામ સારાં શોભીતાં થશે? કદી નહી. ખુદાનું નામ પવીત્ર છે અને સર્વથી મોટું છે. કોઇ શૈતાન એ નામ લઇ ડુક્કર જુબહ કરે તો શું પેલા ડુક્કરની નાપાકી નીકળી જશે? કદી નહી. પણ એવું કરનારો મહા પાપી બનવાનો, અને ખુદાના કોપમાં સપડાઇ જવાનો હા, તમોને આટલુ પૂછવાનો હક છે કે તું મીસાલ શા માટે આપે છે? હું મીસાલ એટલા માટે આપું છું કે સારી રીતે તે ભૂંડાં કામની બુરાઇઓ તમો સાહેબો ઉપર ચમકી નીકળે, અને તમો સાહેબો ગફલતને મુકી પસ્તાવો (તોબા) કરો. મારા ભાઇ! નવા મુસલમાનોથી એવા કામ થવાં આશ્ચર્ય લાયક નથી. ઢાકામાં કેટલાક ગામ એવાં છે કે ત્યાંનાં મુસલમાન ખુલ્લી રીતે મહાકાળીની પૂજા કરે છે. ગંગાસ્નાન કરે છે, સૂર્ય દેવતાને હાથ જોડે છે. ભાગલપુરમાં ઘણા

ખરા મુસલમાનો સીળી (બળીયા) પૂજે છે. છઠ્ઠી પૂજે છે. એવીજ તરેહ ગુજરાતના કેટલાક પ્રાંતોમાં તરેહવાર શિર્ક થઇ રહ્યો છે, તો શું આ મુશરેકોનાં કામ માત્ર નામના મુસલમાનોના અખતીયાર કીધાથી સારાં થઇ ગયાં? તેમ જો હું એ બુરાં કામોને બુરા નામથી બોલું તો શું હું ગુનેહગાર થઇશ? જ્યારે હિંદુસ્થાનના નવા મુસલમાનોએ મોહર્રમના દસ દિવસમાં ભુંડા અને બિદઅતી કામોને અખતીયાર કીધાં તો કેટલાક શીઆ મજહબવાળા બાદશાહ અને હાકેમોએ પોતાના પંથને વિરૂદ્ધ હોવા છતાંએ નાદાની કરી તેવા કામને ટેકો આપ્યો. તેઓ એમ સમજ્યાં કે જે કાંઇ આ નવા મુસલમાન કરે છે તે કરવા દો. ભલે એ બહાને અહલે બેત (રદી)નું નામ તો બુલંદ થાય છે. બસ આટલાજ નીરબળ આધાર ઉપર જ્યારે કોઇ નવો મુસલમાન પોતાને ત્યાં તાબુત કરતો અલમ બેસડાવતો તો તેની સારી રીતે કદરદાની કરતા. ફરી જ્યાં બાદશાહની કદરદાની થવા લાગી ત્યાં રઇયત પણ ઝુકવા લાગી. પ્રથમ તો માત્ર નવા મુસલમાનો પોતાના બાપીકા ધર્મની રૂઢીને અનુસરતુ કરતા હતા, પણ હવે તો કદરદાનીની લાલચે બીજા પણ કરવા લાગ્યા. આહીસતા આહીસતા એ બીમારી આખા હિંદુસ્થાનમાં ફેલાઈ ગઇ. અને દેખા દેખી એવા કામને ઉત્તેજન નાઢલા નાઢલા નવાબો અમીરો અને કેટલાક પારકી કોમ વાળા પણ આપતા ગયા, જેનો નમુનો તમને સુરત શહેરમાંથી પણ મળી આવશે. દિલ્લીના બાદશાહ એ બુરા કામને રોકી શકતા હતા, પરંતુ તેઓની પોતાની ઐયાશીથી ફુરસદ કયારે થાય કે આ નિર્લજ કામોને દુર કરે! હાં, માત્ર અવરંગજેબ આલમગીર બાદશાહ ગાજી (રહ) સાહેબે કાંઇ કોશીશ કીધેલી, પણ પેલું કહેવતવાળું કે

" એકલો ચણો પહાડ તોડી શકે નહી " તેની કોશીશ નીષ્ફલ ગઈ અને અવરંગઝેબની જગ્યા બેસનારા બાદશાહ પહેલા દરજાના ઐયાશ હતા, જ્યારે એવા કામો ઉપર લાંબો વખત વીતી ગયો તો ફરી લોકો એ કામોને રસમ અને આદતની રીતે કરવા લાગ્યા. તમો જાણો છો કે જે જીવ શરીઅતને તાબે ન થયો હોય તે ખેલ અને કુદને સારી રીતે પ્રસન્ન કરે છે. હવે નફસ (જીવ) ને પ્રસન થવુ, શૈતાનનુ સમજાવવું, કોઇ તરેહનું રોકાણ નહીં થવુ, અને કમ સમજવાળાઓ તરફથી પૈસા વગેરેથી ઉત્તેજન મળવું એતો ગજબ થઇ ગયું. હાલમાં એ રસમ એવી મુબારક થઇ પડી છે કે જો કોઈ પોતાની લાગણીથી તથા ઇસ્લામી ફરમાનથી કોઇને સારી વાત સમજાવે તો તેને બુરૂં ભલુ કહેવા લાગે છે. ખુદા મુસલમાનો ઉપર રહમ કરે.

તમારૂં એમ કહેવું કે એક મૌલવી સાહેબ પણ એવાં ભુડાં કામની પુષ્ટી કરતા હતા. એ મેં પોતે સાંભળ્યું છે. એનો ઉત્તર કે એ કાંઇ તઅજ્જુબને લાએક નથી. માત્ર કીતાબો ભણવાથી માણસ મોમીન થતો નથી. શૈતાન ઘણોજ લખેલો ભણેલો હતો; અરબમાં જ્યારે ઇસ્લામ ફેલાયલું હતું તે વેળા અરબમાં સારી રીતે લખવાનું વાંચવાનું ફેલાયું હતું નહીં પણ તે અભણ અરબોના જેવું ઇમાન હાલ કયાં જોવામાં આવે છે ? એમ થવું કાંઇ સમ્ભવ ( મહાન ) નથી, થઇ શકે છે કે, એક પાકો મૌલવી પાકો શૈતાન હોય. અને એક અભણ ગામડીઓ પાકો મુસલમાન હોય. ફકત વિદ્યા ભણવાથી કામ ચાલતું નથી. તેની સાથે કરણી પણ સારી હોવી જોઇએ. જુઓ પવિત્ર કુરઆન શરીફમાં એવાને કેવી રીતે કહેવાયલું છે. " ગધેડાને જેમ પુસ્તકો ઉચકી રહ્યા છે. " એજ મજમુનને શેખ સાદી ( રહ )

પોતાની ગુલીસ્તાંમાં આવી રીતે ફરમાવે છે " ઇલ્મને ગમે તેટલું ભણ્યો હોય, પણ જ્યારે અમલ તેનામાં નથી તો તે અજ્ઞાની છે. નતો સત્ય શોધક થાય અને નતો હુશીયાર થાય. પણ ઢોર ઉપર કેટલીક કીતાબો છે." મસનવી શરીફમાં એક નકલ લખાયલી છે કે એક માણસ શેતાનને પરાજો, બેકાર બેઠેલો જોઈ અચરતમાં આવી પૂછે છે કે ખેર તો છે? તમો બેકાર શા માટે છો? શેતાને જવાબ આપ્યો કે આજકાલ ઘણાખરા એવા મૌલવીઓ થયા છે કે તેવણના છતાં મારી કશી જરૂરત રહી નથી. " ઘણાખરા શેતાનો માણસના રૂપમાં છે, તારે દરેક હાથ ઉપર હાથ દેવો નહી " એટલે દરેકની તાબેદારી બંધનમાં આવવું નહી. ઘણા ખરા મૌલવીઓ એવા પણ છે કે, તેઓ માત્ર કમાઇ ખાવાનાજ મૌલવી છે. તેઓના દીન ઇમાન પૈસા છે. એવા મૌલવીઓ જ્યારે વઅજ કહે છે તો સત્ય (હક) ને છુપાવે છે. એટલુંજ નહીં પણ જે બુરાઇઓ કે તેવણના ગજવા ગરમ કરનારાઓમાં છે એવી બુરાઇઓને તો આડમાં રાખે છે. એવા મૌલવીઓથી ખુદાની પનાહ. ખુદા એઓપર રહમ કરે. સાપનો કરડેલો માણસ સાજો થઇ શકે છે. પણ એઓનો કરડેલો તો બેઉ જહાનમાં મરે છે. બંગાલાના એક મોટા શહેરમાં એક મનહુસ સુરત મૌલવી મીંબર ઉપર બેસી કુફર બકતો હતો એ મે કાને સાંભળેલું. એ કમબખ્ત મૌલવી માત્ર બે વાતજ બકતો હતો. પ્રથમતો (મઆઝલ્લાહ) એજ કે હજરત પેગંબર ( સલ ) સાહેબ ખુદા હતા. એટલે જેવી રીતે ખ્રીસ્તીઓએ હજરત ઈસા ( અલ ) ને ખુદા કહી પોતાના ધર્મને બરબાદ કીધો. તેમ આ શરીર મૌલવી ઇસ્લામનો દાવો કરી હજરત ( સલ ) ને ખુલ્લી રીતે મીંબર ઉપર બેસી ખુદા કહેતો હતો. બીજી વાત એ મૌલવીની આ

હતી કે મુસલમાનો! તમો જીવ લગાડીને પાપ કરો તમને પાપથી શી પરવા છે? હજરત (સલ) સર્વ પાપ બખશાવી આપશે. તે બેવકુફમાં આટલી પણ સમજ નહોતી કે આ બંને વાત આપસમાં એક બીજાથી વિરૂધ્ધ છે. એટલે આગલી વાતથી જ્યારે એમ જાહેર થયું કે આપ ખુદા છે તો આપ પોતે બક્ષનાર થવા જોઇએ. ફરી બીજી વાત પ્રમાણે બખ્શાવનારા કયાં થયા? અને જ્યારે બખ્શાવનારા એ ખરૂં ઠરે તો ફરી બખ્શનારો કોઇ બીજો થયો, ત્યારે ખુદા કેમ થયા? આ બીજી વાતનું કહેવું પણ ખ્રીસ્તીઓના કહેવા પ્રમાણે છે. મારટેન લુથર કહે છે કે તમો ખુબ પાપ કરો, જોઇએ તો દીવસમાં સોવાર વ્યભીચાર કરો તમને ઇશુ છોડાવનાર છે." હવે તમો સમજ્યા હશો કે આવી ઢપના મૌલવીઓ મોહર્રમની બિદઅતોને સારી કહે છે. કદી લોકોને ઠગવા માટે આગલા મોટા મોટા ઓલમાઓનું નામ પણ લઇ દે છે કે ફલાણા મોલવી એ કામની પ્રસંશા કરતા હતા અને ફલાણા વખાણતા. શાહ અબદુલ અજીજ સાહેબ તાઝિયાદારીને સારી જાણતા એ વાતને પણ કલ્પિત સમજવી. લોકોને ઠગવા માટે શૈતાનોએ તેવણનું નામ બદનામ કીધું અને ખરૂ જુવો તો તાઝિયાદારીને તેવણ સારી રીતે ધીકકારતા હતા. એ વિષે જો કોઇને ખાત્રી કરવી હોએ તો તાઝિયાદારીના રદીઆમાં તેવણના રચેલા ચોપાનીયાને જોઇ લે. એ ચોપાનીયું હિન્દુસ્થાનમાં છપાઇ ગયું છે અને "તાઝિયાદારીનો ફતવો" નામે ગુજરાતીમાં પણ છપાયું છે. અફસોસ કે તમોએ કુરઆન શરીફનો તરજુમો પઢયો નહીં; નહીં તો તમો સમજી જતે કે ઇસ્લામ શું છે? અને આ મોલવીઓ કોણ છે? આ અધકાર જગતમાં એક કુરઆન શરીફજ નૂર છે કે જેને લીધે માણુસના ઇમાનની નાવડી ડુબતી બચી જાય છે.

**ખુદાબખ્શ**—ભાઇ અબદુલ્લાહ મેં તમારી સર્વ વાતોને સાંભળી અને બેશક તારી તકરીરની એક અસર પણ થઇ છે, પણ હજુ મને ઘણું ખરૂં પુછવું છે. જ્યાં સુધી મારા દિલનો ખુલાસો થશે નહિ ત્યાં સુધી તમારી વાત કબુલ કરીશ નહિ.

**અબદુલ્લાહ**—હું ક્યારે કહું છું કે મારી વાતોને વગર સમજે બુજે સમજ્જુમીયાની તરેહ માની લો. ખુદાએ અકલ શા માટે આપી છે? સારી રીતે જીવ લગાડી સોચો, વિચારો, અને જે કાંઇ શંકા તમારા દિલમાં આવે તે સર્વ ખુલ્લી રીતે કહી નાંખો. ગુંગળાવું નહી. હજુ ઘણો વખત છે અસરની નમાઝ તો હું પઢીજ ચુકયો છું મગરેબની નમાઝ પણ બાગમાંજ પઢી લઇશ. અને હજુ કલાક સવા કલાક બાકી છે.

**ખુદાબખ્શ**—અમે લોક તાબુતને કે તાઝિયાને પૂજતા નથી. અમો કોઇ માણસની મુર્તિ બનાવતા નથી. અમો તો હજરત ઇમામ હુસૈન (રદી) ની કબરની નકલ બનાવીએ છીએ. અને તે પણ એટલા માટે કે તે કબરની નકલને જોઇ હજરત ઇમામ હુસૈન (રદી) ની જે અસલી કબર કરબલામા છે તે યાદ આવી જાય છે, અને આબેહુબ કરબલા આંખોને સામે ઘુમી જાય છે, હૈયું ભરાઇ આવે છે. અને કોઇ વારતો અવિચારે આંસુ ટપકવા લાગી જાય છે. ત્યારે એ તાબુત કે તાઝિઆ હજરત ઇમામ હુસૈન (રદી) સાથે હમારી મોહબ્બત વધારનાર થયા. એ માટે એ વધારે લાભકારક છે. અમારામાં એવો બેવકુફ અજ્ઞાન કોણ હશે કે ખુદા ન ખાસતા આ કાગજના ઠઠેરાથી મુરાદો માગે, અથવા તેને સિજદો કરે? મતલબ કે હમો મુસલમાનો જે કાંઇ મોહર્રમમાં કરીયે છીએ તે માત્ર મોહબ્બત જાહેર કરવું છે. હવે અમારા એ કામોને મુર્તિપૂજા કહેવી એ તદ્દન અન્યાય છે.

અબ્દુલ્લાહ—જે દલીલ ( પ્રુફ ) આપે તાબુત, તાઝિઆ, અલમ અને ઝંડા વગેરેના દુરૂસ્ત હવા વિષે બ્યાન કીધી છે તેજ દલીલ દરેક મુર્તિપૂજક પોતાના મુર્તિ પૂજાને લીધે કહે છે. જ્યારે કોઇ હિન્દુને પુછો કે કેમ સાહેબ આ કેવી બેવકુફાઇ છે કે પોતાના હાથથી બનાવેલી મુર્તિ પૂજો છો ? જીવતા ઉત્તમ પ્રાણી થઇ વગર જાનની વસ્તુ આગળ સીર ઝુકાવો છો. તમારી અકકલ ઉપર કેમ પત્થર પડી ગયા છે ? તો તેઓ પણ જવાબ આપે છે કે સાહેબ અમોતો માત્ર મોહોબ્બત ( પ્રીતી ) વધારવા માટે અને ચીત્ત જમાવવાને માટે એક મુર્તિ સામે મુકીએ છીએ, જેમકે કોઇ કવી કહે છે "બુતકો બીઠાકે સામને યાદે ખુદા કરૂં" મોટા મોટા પુરૂષ જે પ્રથમ થઇ ગયા છે તેઓની પ્રથમ પ્રીતી ઉતપન્ન કરીએ છીએ. ત્યારે રહેતાં રહેતાં પેલા નિરાકાર પરમેશ્વર સુધી ગુજર થાય છે. પણ એ બધી વાતો તદ્દન ફરેબ અને ધોકો છે. ઇસ્લામી ધર્મે એવાજ ધોકાઓની જડમુળ કાપી છે. હજરત અમીરૂલ મોમેનીન ઓમર ( રદી )ને તમે જાણો છો. એવણ હજરત ( સલ ) ના નાએબ ખલીફા અને સર્વ મુસલમાનોના સરદાર છે. એવણ સાહેબે મુસલમાનોનો કેવી રીતે બચાવ કીધો હતો કે એક ઝાડ હતું જ્યાં હજરત (સલ) સાહેબે પોતાના સાહાબીથી બેઅત લીધી હતી અને એ પ્યારા ભાઇ એ ઝાડનું વર્ણન કુરઆન શરીફમાં પણ છે. તે ઝાડ પાસે હજરત ( સલ )ની વફાત પછી સહાબા ભેગા થતા હતા. તે સહાબાઓ તે ઝાડ કંઇ પુજતા નહતા. ફકત મોહબ્બતની નીગાહથી જોતાં હતા. તે ઝાડને જોવાથી તેવણને પેલો પવીત્ર વખત કે જેમાં તેઓએ હજરત ( સલ )થી બેઅત કીધી હતી, અને ખુદા તેઓથી રાજી થયો હતો, તે વધારે યાદ

આવતો હતો. પણ જ્યારે એ ઝાડ પાસે મુસલમાનોનો વધારે જમઘટ જોયો તો તે ઝાડને કપાવી નાંખ્યું. તમો સમજ્યા? શા માટે કપાવી નાંખ્યુ? એજ માટે કે કોણ જાણે આગળ જઇ મુસલમાનો કેથે એને પુજવા લાગી જાય નહીં, હું તમને સાચુંજ કહું છું કે હજારે નહીં પણ લાખો અજ્ઞાન સ્ત્રી પુરૂષ તાબુત તાઝિયા, ઇમામવાડા, અલમ અને ઢાલ વગેરેની પુજાજ કરે છે. મેં તો પોતાની આંખોથી કેટલીક અજ્ઞાન સ્ત્રીઓને સિજદો કરતાં પણ જોઈ છે. એજ તાબુત તાઝિયા વગેરેથી ગરજ સરવાની માંગણી કરતાં સ્ત્રીઓથી સાંભળ્યુ છે. ત્યારે એ સર્વ મુર્તિ પુજા નહિ તો બીજું શું છે? મુર્તિ પુજામાં સુર્ખાબના પરતો લાગતાજ નથી. આહા શું મજેનું કોઇ કવીએ કહ્યુ છે કેઃ--

" કરે ગેર ગર બુતપરસ્તીતો કાફેર * જો ઠેરાય બેટા ખુદાકાતો કાફેર "
" ઝુકે આગપર બહ્રે સિજદાતો કાફેર * કવાકેબ મેં માને કરીશમા તો કાફેર "
" મગર મુમેનોપર કુશાદાહે રાહેં * પ્રરસતીશ કરેં શોકશે જીસકી ચાહે "

ભાઇ ખુદાબખ્શ યાદ રાખજો કે દીનમાં વધારવા ઘટાડવાની જરૂરત મળે નહીં. જે કાંઇની જરૂરત હતી તે સર્વને હજરત રસુલે અકરમ ( સલ ) બતાવી ગયા છે. જે કામથી દીનમાં ખરાબી આવે ધર્મ બગડે અને બેઇમાન થાય તેવા કામને અડાસે જોવું જોઇએ નહિ. જેથી લાખો માણસ ગુમરાહ થાય છે. જેઓ કે માત્ર મોહબ્બત વધારવાને માટે તાઝિયા તાબુત કરે છે, ઇમામવાડા બાંધે છે, તેઓ ખુદાને ત્યાં સખતાઇને સાથે જવાબ આપવામાં સપડાઇ જવાના એ તમારે નિશ્ચય માનવું. કેમકે તેઓએ લોકોને ગુમરાહ થવાનો મોકો આપ્યો તેમ ઇસ્લામી ધર્મ ઉપર ડાઘ લગાડયો છે, દુન્યામાં ચ એકજ ધર્મ છે કે જે માણસ અને મુર્તિની પુજાથી પવીત્ર છે. ત્યારે

જે માણસ મોહબ્બતને બહાને મુર્તિપૂજા જાએઝ રાખે તે દીને ઇસ્લામનો પાકો દૂશ્મન છે એમાં કશો શક નથી.

ખુદાના પેગમ્બર હજરત (સલ) ના વખતમાં મોટા મોટા સહાબીઓ શહીદ થયા હતા. ખુદ આપના કાકા હજરત અમીર હમઝા શેરેખુદા (રદી) શહીદ થયા હતા. તો જો આ બુઝરૂગોની મોહબ્બત વધારવા કાગળની તસવીરોની જરૂરત હોત તો શું એ વિષે હજરત (સલ) કાંઇ ફરમાવતે નહી? મુસલમાનોને ખાણા ખાવા, પાણી પીવા અને જાજરૂ વગેરે જવા સુધાંનો તરીકો બતાવી ગયા અને એને નહીં બતાવે કે તમારે શહીદોની મોહબ્બત વધારવા માટે તેઓની કબરની સુરત બનાવી સામે રાખવી! તઅજબ્જુબની વાત છે. હજરત ઉમર, હઝરત ઉસમાન, અને હજરત ઇમામ હુસૈનના પીતા હજરત અલી (રદી) શહીદ થયલા પણ કોઇએ એ બુઝરૂગોની કબરની છબી બનાવી નહીં, અને હાલ પણ લોકો જે બનાવે છે તે ફકત હજરત ઇમામ હુસૈનનીજ, એનું કારણ? આખર કોઇ દાખલાથી કારણતો બતાવો! અહલે બૈત (રદી) માં કેટલાક ઇમામો થયા છે. બાર ઇમામોનું નામ તે. તમોએ સાંભળ્યુંજ હશે. કોઈ પતો તો આપે કે એ ઇમામોએ હજરત ઇમામ હુસેનની કબરની તસવીર બનાવી હોય ત્યારે શું હિન્દુસ્થાનના મુસલમાનો આ ઇમામો કરતાં પણ વધી ગયા? મીયાં સાહેબ ખૂદા ખૂદા કરો. ખુદાના પેગંમબર હઝરતે (સલ) કબરની નકલ કરવા વિષે ફરમાવ્યું છે કે "જેણે એવી કબરની ઝીયારત કીધી કે જેમાં કોઇ દફન થયું ન હોય તે મલઉન છે" હવે હું પુછું છું કે જેટલા ઇમામવાડા આખા હિન્દુસ્થાનમાં બનેલા છે શું એ સર્વમાં હજરત ઇમામ હુસેન (રદી) ની લાશ મુબારક દફન થઇ છે? ખુદાની

પનાહ, ત્યારે એ નકલી કબર નહિ તો શું છે ! એક હદીસમાં એમ પણ ફરમાવ્યું છે કે "જેણે એવી કબરની ઝિયારત કીધી કે જેમાં કોઇ દફન થયું ન હોય તેણે જાણે મુર્તિ પુજા કીધી" ભાઇ ખુદાબખ્શ તમોજ ઇનસાફ કરો કે ઇમામવાડામાં તાઝિયાની જીયારત માટે જેઓ જાય છે તેઓને જો મુર્તિ પુજકોના નાઢલા ભાઈ કહું તો તેમાં મેં શું ખુરૂં કીધું ?

ખુદાબખ્શ—વારૂ મોહર્રમમા મજલેસો કરી મરસીયા પઢવું ઇમામ હુસૈન ( રદી. )ના ગમમાં રડવું ચીલ્લાવું, અને છાતી કુટવું મતલબ કે એવી તરેહના ગમના જાહેર કરવામાં મુર્તિ પૂજા અને શિર્ક નથી. એને તો તમો પણ મના કરી શકશો નહી.

અબદુલ્લાહ—ઇબને માઝા નામની સહા સીત્તાની કીતાબમાં એક હદીસ છે કે હજરત પેગંબર ( સલ ) સાહેબે ફરમાવ્યું છે કે હું તમને મરસીયા પઢવાથી મનાઇ કરૂં છું. રહ્યુ રડવુ, ચીલ્લાવું, વાળ તોડવા, અને વીલાપ ( નોહા ) કરવો. એ સર્વ કામ માટે તો એવુ ફરમાન છે કે " જે કોઇ એવા કામ કરશે તે મારી ઉમતથી ખારેજ (બાહાર) છે." ગમ અને મુસીબતનો હાલ સાંભળી આંસુનાં ટીપાં નીકલી પડે તેમાં કાંઇ મનાઇ નથી. ખુદા કરે ને દરેક મુસલમાન પોતાના સગાઓ કરતાં હઝરત ઇમામ હુસેન ( રદી ) થી વધારે મોહબ્બત કરે. પણ જેટલું કાંઇ હું જાણું છું આ ચીલ્લાવનારા, અને શોર ગુલ મચાવનારાઓમાં કોઇના દિલમાં હઝરત હુસેન ( રદી )ની સાચી મહોબ્બત મળે નહી. અમો મુસલમાનોને અલ્લાહ પાકે પોતાના કલામમાં આવી રીતે ફરમાવ્યું છે કે " ઓ મોહમ્મદ ( સલ ) તું તે

સબર કરનારાઓને ખુશ ખબરી દે કે જ્યારે તેઓ ઉપર મુસીબત આવી પડે છે તો કહે છે કે અમો તો અલ્લાહના છીએ અને તેની પાસે ફરીને જનારા છીએ." મતલબ કે કુરઆન શરીફમાં સબર કરનારની ઘણી તારીફ છે. હઝરત ઇમામ હુસેન (રદી) ની મુસીબતોની હાલત સાંભળી સબર કરવો જોઇએ અને તેવણના દરજ્જાની તરકકી (વધારો)ની દુવા કરવી જોઇએ. હાં જો અવિચારે રડવું આવી જાય તો કાંઇ મોઝાઇકો નથી, એ પણ ઇમાનની નિશાની છે.

ખુદાબખ્શ—સાંભળ, અબદુલ્લાહ! એક વાત પત્તાની તમને કહું છું. હું ધારૂં છું કે તેનેતો તમો જરૂર માનીજ જશો. ખેર તકરારની ખાતર માની લઉં છું કે જે કંઇ અણસમજ મુસલમાનો કરે છે તે ઇસ્લામી ધર્મની તદ્દન વિરૂદ્ધ છે. પણ એક વાત છે કે આ વખતમાં ઇસ્લામનો રોબ અને દબદબો એને લીધે પારકા ધર્મ વાળા ઉપર કાયમ થાય છે. ઇંગ્રેજ સરકાર પણ મુસલમાનોનું જોર, તાકાત, અને જમઘટને જોઇ થરથરી જાય છે. પોલીસ સુપરીન્ટેન્ડન્ટના હોસ ઉડી જાય છે. ખેર, જાએજ હોય કે નાજાએજ હોય, ઇસ્લામનો દબદબો તો છે. જે ચીજથી ઇસ્લામની શવકત–દબદબો વધે તેને રોકવું અને મના કરવું મસલહતથી તદ્દન વિરૂધ્ધ છે. ભાઇ! દરેક ચીજના લાભને વિચારવું જોઇએ. એનો લાભ કેવો સારો છે, અને એ વતરોક આ મોહર્રમમાં તાબુત, તાજીયા અને અલમની બદોલતથી હજારો ગરીબોની પરવરીશ થાય છે. સેંકડો ગરીબો આ મુબારક વખતના આધાર ઉપર ઉધાર લઇ ખરચી ચુકેલા છે. ત્યારે શું ગરીબોની પરવરશનો હુકમ કુરઆન અને હદીસમાં નથી? લ્યો, હવે તો તમે જરૂર માનવાના

એટલુંજ નહીં પણ મસલહત અને ગરીબોના લાભની ખાતર તો શરીક પણ થવાના.

**અબદુલ્લાહ**—ભાઇ ખુદાબખ્શ તમારી વાતો સાંભળી મને હસી આવે છે. તેમ અફસોસ પણ થાય છે. તમારો ખ્યાલ બચ્ચાઓ જેવો માલમ પડે છે તમે એમ સમજો છો કે મોહર્રમમાં તાબુત, તાઝિયા, અને અલમ વગેરે કહાડવામાં જે ભીડ થાય છે તેથી ઈંગ્રેજ સરકાર ઉપર મુસલમાનનો રોઆબ જમી જાય છે એટલુંજ નહિ પણ તમારા કહેવા પ્રમાણે ઈંગ્રેજ સરકાર બીકને મારે ધ્રુજવા લાગી જાય છે. સુબહાનલ્લાહ! શું આપના ઉંચા વિચારો છે! ગવર્નમેન્ટ ઈંગ્રેજી આ વખતમાં હીન્દુસ્થાનના કોઇ પણ રાજા નવાબથી બીહતી નથી. જેની દોલત તથા ફોજની શક્તિ એવી છે. સુલતાનુલ મોઅજ્જમ હજરત અબદુલ હમીદખાં ગાજી (દામા મુલકોહુ) વગેરે કેટલીક ટોપીઓ સીવાય કોઇની શક્તિ નથી કે ઇંગ્રેજ સરકારનો મુકાબલો કરે, તે વળી હિન્દુસ્થાનના મુસલમાનોનો જમાવ જોઇ કાંપવા લાગે! અને તુરરો એકે કોઈની પાસે નતો તલવાર છે અને બંદુક છે. તોપની તો વાતજ શી? મીયાં સાહેબ જો બે તોપો લાવી માંડી દીએ તો મોહર્રમના સર્વ સીપાઇયોનો પત્તો પણ લાગે નહીં કે કયાં ગયા! મીયાં ખુદાબખ્શ તમો એમ સમજતા હશો કે, સુરત મુંબાઇ વગેરેમાં લોકો વાઘ બને છે, વાંદરાની જેમ ઉછળતા કુદતા ફરે છે તેને જોઇ ઈંગ્રેજોને બીહીક વધારે લાગતી હશે. કારણ કે ઈંગ્રેજોના દેશમાં વાઘ થતો નથી. અથવા એમ સમજતા હશો કે સુરત મુંબઇ વગેરેમાં કેટલાક અજ્ઞાન જાહેલ મુસલમાનો ઝુલતા ઝુલતા દોડે છે અને દુલા દુલાનો શોર કરે છે અને

એમ કરવાથી એવું સીધ્ધ કરવા ચાહે છે કે (મઆઝલ્લાહ) હજરત ઇમાન હુસૈન (રહ) ની રૂહ તેઓમાં ઉતરી છે. એવા માણસોને જોઇ સુરત મુંબઇની ફોજમાં હલચાલ પડી જાય છે. મારા ભાઇ તમને ખુદા સમજ આપે, તમારો ખ્યાલ-ચીત કયાં છે? પુના સુરત વગેરેના મુસલમાનોને શરમાવું જોઇએ. હિંદુસ્થાનમાં હોલીના તેહવારમાં હીંદુઓ નીશાથી બદમસ્ત થઇ તરેહ તરેહના સ્વાંગ કહાડે છે તેજ કામ મોહર્રમના પવીત્ર દસ દહાડામાં મુસલમાનો કરે છે. તોબા! તોબા! શું એવી નાલાએક હીલચાલથી ઇસ્લામની શવકત વધશે? ભાઇ મારા એવા કામથી તો ઇસ્લામની ઝિલ્લત થાય છે. એકવાર મુંબાઇમાં હું જતો હતો અને મુસલમાનો રીંછ વાઘ વગેરે બનીને ચાલ્યા જતા હતા તે વેળા એક નવો સવો આવેલો અગ્રેજ બીજા અંગ્રેજથી પૂછે છે, આ શું કામ છે? તેણે જવાબ આપ્યો કે મુસલમાનોનો બંદગી કરવાનો આ પણ એક તરીકો છે, (નઉઝોબીલ્લાહ) "ધી લંડન ઇલ્લસ-ટ્રેટેડ ન્યુઝ" નામના લંડનમાં છપાતા છાપામાં તા. ૬ઠી આગસ્ટ સને ૧૮૯૨ના અંકમાં મોહર્રમનું બ્યાન કીધું છે તેમાં કોઇ મુસલમાનની વાઘની શીકલ ચીતરી છે, તો કોઇની રીંછની. કોઇ દારૂનો સીસો પી રહ્યો છે તો કોઇએ ખાંઠયું ઉંચકયું છે. અરે અલ્લાહ એથી વધારે દીને ઇસલામની શું નીંદા હશે? યુરોપના લોકો પ્રથમ વાંદરા જેવા હતા, કપડાં પેહેરતા નહોતા અને બદનના ઉપર ચટાપટા પાડી કુદતા હતા. તેઓને મુસલમાનોએ કપડાં પહેરવાં શીખડાવ્યાં અને આદમી બનાવ્યા. પણ અફસોસ કે હમો આદમી થએલા જાનવર થઇને તેઓની આગળ કુદીએ અને તેઓ આખા યુરપમાં હસી કરે. પારકી કોમો ઉપર મુસલમાનોનો રોબતો તેજ વખત હતો કે જે વેળા મુસલમાનોમાં

ભાઇચારો વધ્યો હતો, અને મુસલમાનો સત્ય ઉપર ચાલતા અને સારી રીતે ખુદાની બંદગી કરતા હતા. જ્યારે મુસલમાનોમાં સાચી દીનદારી નહીં રહી તેમ આપસમાં ફુટ પણ જોઇએ તેટલી પડી તો ફરી એનમાજી ભૂંડા ચલણના મુસલમાનોનો રોબ પારકી કોમ ઉપર શાનો પડે? યાદ રાખજો કે, ઇમાનની કુવ્વત સર્વથી વધેલી છે. અને ઇમાનની કુવ્વત સારા કામોથી સચવાઇ રહે છે. જ્યારે કોઇ વઅજ કહેનાર હિંદુઓને ઇસ્લામનું નોતરૂં કરે છે, મુર્તિ પૂજાની નીંદા કરે છે, અને તોહીદની ખુબી બયાન કરે છે તો સાંભળનારાઓમાંથી કોઇ હિંદુ ઝટ ઉભો થઇ કહે છે કે મોહર્રમના દસ દિવસમાં તમો શું નથી કરતા ને હમો કરીએ છીએ? પ્રથમ પોતાના ઘરની તો મૌલવી સાહેબ ફીકર કરો ફરી બીજાને નસીહત કરો. વાહરે "ખુદ ફજીહત બીજાને નસીહત" અરે મૌલવી સાહેબ "પ્રથમ બેસ પછી દરવેસ" પ્રથમ મુસલમાનોમાં સુધારો કરી ફરી હિન્દુઓને કહેવા આવો. તે વેળા બેશક મૌલવી સાહેબની ગરદન નીચી થાય છે. આટલો લાભ તો જરૂર થાય છે, સોચો. બાકી રહ્યો તમારો આવો ખીયાલ કે મોહર્રમમાં જે કાંઇ બિદઅત અને બુરી રસમો હિન્દુસ્થાનના મુસલમાનો કરે છે તેથી ગરીબોને મદદ થાય છે. તેનો જવાબ કે, આ તમારો ખીયાલજ ખીયાલ છે. ખુદાની કસમ જેટલા કાંઇ રૂપીયા મોહર્રમના તહેવારમાં તાજીયા તાબુત અને રોશની વગેરેના કામમાં ખરચ થાય છે, માત્ર એટલાજ રૂપીયા જો ભેગા થાય તો તેની ગણત્રી લાખોની થવાની. હવે એટલા રૂપીયાથી જે બુદ્ધીની રૂએ મુસલમાનો કામ કરે, ઇસ્લામી દીનનો ફેલાવો કરી ભુલેલાને ખરે માર્ગે દોરી આ પડતા વખતમાં

પણ ઇસ્લામની સાચી શવકત અને સત્ય દબદબો કાયમ કરી શકે છે. અફસોસ ! હજાર અફસોસ ! મુસલમાનોને એ અકલ કયારે નસીબ થશે ? હાં આ અકલ યુરપના ખ્રીસ્તીઓ પાસે છે કે પોતાના ખોટા ધર્મને ફેલાવવા માટે હજારો–લાખો નહીં પણ કરોડો રૂપીયા ભેગા કરે છે. જો આજે તમો એકજ મીશન સોસાયટીની આમદનીનો ટોટલ કરશો તો લાખોનો લગ્ગો લાગશે. કહો ભાઈ આખા હિન્દુસ્થાનમાં જ્યાં લગભગ છ–સાત કરોડ મુસલમાન વસે છે તેમાં એક પણ ઇસ્લામી ધર્મને ફેલાવવાની સોસાઇટી છે ? જેમાં લાખનું તો નામજ ન લો. દસહજાર રૂપીઆની પુંજી પણ છે ? હા કેયે જો કુટા પુટા હાલમાં બેચાર મોલવી ઇસ્લામનુ નોતરૂં કરતા હશે તો પોતાના ખાવા પીવાના સાધનના તો જરૂર ગરજવાન હશેજ. અને કુટી પુટી કેયે અનજુમન પણ થઈ તો કેટલાક તેને તોડનાર ઉભા થાય છે. નહીંતો તેના ચલાવનારા પોતે શકતીવાન હોવા છતાં માલે મુફ્ત–દિલે બેરહમની કહેતી પ્રમાણે કેયે ગવર્નર સાહેબના માનમાં રોશનીમાં ખરચી નાંખે છે, તો બીજા કલેકટર સાહેબને ખુશ કરવા નકામોજ ખર્ચ કરી નાખે છે. અફસોસ ! ઘણી શરમ, અને ડુબી મરવાની વાત છે. છ કરોડ મુસલમાનો જો પોતાના પવિત્ર દીનની મદદ માટે એકેક પૈસો પણ કહાડતે તો આજ લાખો રૂપીયા ભેગા થને અને તેથી દીનના ફેલાવવવામાં કેવી મદદ થને ? તાબુત, તાઝિઆ અને ઝંડા વિગેરેને લીધે ગરીબો મીસકીનોની મદદ થાય છે. ત્યારે શુ એઓની મદદ માટે બીજી કોઇ સારી રીત નથી ? એઓની મદદની રીત એજ છે કે જેથી તેઓના અને તમારા દીનની તબાહી અને ગારત થાય ? જેથી ઇસ્લામની ઝિલ્લત અને રૂસવાઇ પણ થાય. શું એ તારીફ લાએક થઇ શકે છે ? જો કોઇ કમબખ્ત મુસલમાન

દારૂનું ફંડ કહાડે અને તેમાં ગરીબ મીસકીનોને નોકરી દીએ અને લોકોથી એમ કેહે કે આ કારખાનાના ચાલુ કરવાથી મારી નૈયત ગરીબોને મદદ કરવાની છે, તો શું કોઇ બુધ્ધિવાળો તેનાં એવાં બહાનાં કબુલ રાખશે? કદી નહિ. પ્યારા ભાઇ ખુદાબખ્શ તમે આ વાત ઉપર પણ વીચાર કીધો છે કે જે કાંઇ ભુંડા કામ મોહર્રમના દસ દિવસમાં મુસલમાનો કરે છે, તેમાં હિન્દુઓ ઘણા શોખથી ભેગા થાય છે. પુનામાં હિન્દુઓ પોતાની જાત અને વટાલના પણ ખીયાલ મોહર્રમના દસ દિવસ સુધી ઉચકી મુકે છે, અને મુસલમાનોના રાંધેલાને દેવતાઓનો પ્રસાદ સમજી ખુશીખુશીથી ખાય છે. એનું કારણ શું છે તે સમજો છો? તે ફકત આજ કારણ છે કે હિન્દુઓ સમજી જાય છે કે આ દસ દિવસમાં મુસલમાનો પણ અમારા જેવા મુશરેક અને મુર્તિપૂજક થઇ જાય છે. ખુદા મુસલમાનો ઉપર રહમ કરે કે તેઓ સમજે અને તેઓની આંખો ખુલે કે હિન્દુઓનું સારૂં કહેવું તેઓના હકમાં સારૂં નથી, હિન્દુઓની હમેશથી આદત છે કે તેઓ મુસલમાન સાથે કદી પણ વગર મતલબે ભેગા થાય નહિ. પણ કેટલાક અણસમજ મુસલમાનો તેઓના ચકકરમાં આવી જાય છે. અને પોતે ફસી બીજાઓને પણ ફસાવે છે. બકર (ગાય) ઇદમાં જ્યારે હજરત ઇબ્રાહીમની ખાસ સુનંત ઉપર અમલ કરવામાં આવે છે તો એજ હિન્દુ કેવા ગુસ્સે થાય છે? અને જ્યારે મુસલમાન કુરબાની કરે છે તો ઘણી પોશીદા રીતે કરે છે. કોઇ રીતની હિન્દુને ઇજા દેવા ચાહતા નથી. છતાં એ હિન્દુઓ મુસલમાનો સાથે લડવા તૈયાર થાય છે, અને કેમ તેઓ લડવા તૈયાર થાય નહિ? કુરબાની તો ખાસ ખુદાના નામ ઉપરજ તેનેજ માટે થાય છે અને તેઓને તો

મહાકાળી વગેરેની કુરબાની પ્રસન્ન છે. જો હમો તેઓની માફક ( ખુદાની પનાહ ) થઇ મુર્તિને નામે વધ કરીએ તો ખુશ થાય.

મોહરમની ભુંડી રસમને હિન્દુઓ કેવી હોંશથી જુવે છે અને કેવી રીતે માન્ય કરે છે ! શહેર પટણા અને ભાગલપુરમાં જ્યારે મુસલમાનોએ તાઝિઆ અને અલમ ઉંચકવા ઇચ્છયું તો હિન્દુઓ ઉઘરાણું આપી મદદ કરવા તૈયાર થયા. હિન્દુઓના ઉઘરાણાથી બે શરમ મુસલમાનો ખુશ થયા, પણ તાબુત અને ઝંડો નહી ઉઠયા તો નહીજ ઉઠયા, પટના વગેરે શહેરમાં જ્યારે જ્યારે તાબુત તાઝિયા ફરવા નીકળે છે તો ઘણા હિન્દુઓ ભેગા થાય છે અને માર્ગમાં થોભી થોભી શરાબના નીશામાં બુમો પાડી ચીલ્લાવે છે, " બોલો મુસલમાનો યા હુસૈન " અને બધા ભેગા થઈ બોલે છે " યા હુસૈન " તાઝીયાપૂજુ મુસલમાન ખુશ થાય છે કે હજરત ઇમામ હુસૈનનું નામ બોલંદ થાય છે. મુશરેક શરાબી જેના નાપાક મ્હોંથી શરાબની વાસ આવે છે તેવા ગંદા મ્હોંથી " યા હુસૈન "ના શબ્દ નીકળવાથી ખુશી થવું ઇમાનના તબાહ થવાની પાકી સાબુતી છે, ખુદા સમજ દીએ.

ખુદાબખ્શ—જ્યારે અંગ્રેજોની સલતનત કાયમ થઈ ત્યારથી સર્વ રીતનો અમાન છે પણ હમારી જાતમાંથી બહાદુરી નીકળી ગઇ છે. કારણ કે સરકારે હથિયાર વગેરે મુંકાવી લીધાં છે. હવે તો હમારી જાત એવી બોદી થતી જાય છે કે બંદુકના નામથી કાંપી જાય છે. હું ધારૂં છું કે કોમના આ બોદાપણાને તમો કદી પ્રસન્ન કરતા ન હશો. વરસમાં આજ દસ દિવસ છે કે હજરત ઇમામ હુસૈન ( રદી )ના તોફેલથી જવાંમર્દીની બો આવી જાય છે, જંગી વાંજાઓને સાંભળી

ફરી થંડી થયલી તબીયત જીવતી થઇ જાય છે. શુરાપણાનું ખુન જોશ મારવા લાગી જાય છે અને કદી કદી હિન્દુઓ સાથે જડાજડી પણ થઇ જાય છે અને સો-બસો માણુસો શહીદ થઇ જાય છે, તો એથી દિલ ખુશ થાય છે કે ખેર આ તુટાફુટા વખતમાં પણ હમારી કોમમાં થોડી ઘણી બહાદુરી મોજુદ છે. તો જો તમારા કહેવા પ્રમાણે મોહર્રમમાં સર્વ કાંઇ ઉંચકી મુકાય તો હમારામાં જવાંમર્દીનું નામ પણ બચી રહે નહિ, પુરૂષ થઇ ચુડીઓ (બંગડીઓ) પહેરી લે, ભાઇ! મારો મત આજ મસલેહત માટે મોહર્રમમાં જે થાય છે તે થવા દો. મસલેહત જોવું એ મોટું કામ છે.

**અબ્દુલ્લાહ**—બહાદુરી અને જવાંમર્દીના વધારા માટે શું મઝેની તદબીર યોજી છે. સુબ્હાનલ્લા, શું તમારી સમજમાં બીજી કોઇ તદબીર નીકળી શકતીજ નથી કે જેથી હમારી કોમમાં બહાદુરી પણ વધે અને મુશરેકોની રસમ, અતીશે ભુંડી બિદઅતોથી પણ બચીએ અને દીન ઇમાન પણ સલામત રહે! પોતાના છોકરાઓને ઘોડે બેસાડવામાં, ઘોડા દોડાવવામાં, બોલ-બેટ રમવામાં, લાકડી-પટા રમવાતાં, તીર મારવામાં અને એવીજ તરેહની બીજી કસરતમા શરૂ ઉમરથીજ છોકરાઓની ઉમરના એક ભાગને ખર્ચ કરો. એથી બદન મજબુત થાય છે અને હિમ્મત વધે છે. એવાં કામથી તમને કોણે રોક્યા છે? ઇંગ્રેજોને જુઓ તેઓ દેહની કેટલી વરજીસ કરે છે? ફુટબોલ, પોલો, ક્રીકેટ અને જીમનેસ્ટીક વગેરે ખેલોમાં કેવા ચુસ્ત અને ચાલાક રહે છે. હમારી શરીઅતમાં એવા ખેલોથી કે જેમાંથી કવાયત થાય, બદન સુધરે અને તેમાં જુવા હોય નહિ અને નમાજનો વખત જાય નહિ તેની મનાઇ નથી. પણ એવી તરેહનો

શોખ તો હમારા મગજમાંથી નીકળીજ ગયો છે. હા, બંગાળી પારસી વગેરે એવા ખેલોમાં હમારેથી વધી જાય છે. મારપીટ, ખુનામરકી શું એની પણ જરૂરત છે? ખુદાની પનાહ, શું હજરત આદમની ઓલાદ આપસમાં ભાઇ નથી? શું આપસમાં મેળ ઇત્તેફાક રાખવાની ખુદાએ મનાઇ કીધી છે? યાદ રાખજો કે ઇસ્લામ અમને સુલેહ અને અમન રાખવાની શીખામણ આપે છે અને શિર્ક કુફર મટાડવાની ઘણી તાકીદ કરે છે. અમારા સરદાર હજરત (સલ) તેમ આપના સાથીઓએ તલવાર ખેંચી છે તો તે લાચારીએ ખેંચી છે. તેમને ઇસ્લામના ફેલાવવામાં ઘણી મુસીબતો પડેલી તે વખતમાં આખી જગતમાં પક્ષપાત (તઅસ્સુબ) વધી ગયો હતો કોઇ કોઇના ધર્મ વિરૂધ્ધ બોધ આપી શકતો નહતો. ત્યારે એમ થઇ શકતુંજ ન હતું કે ઇસ્લામનો ફેલાવો કરાય અને પારકા ધર્મવાળા ચુપચાપ બેસી રહે. યાદ કરો કે મકકાના મુર્તિપૂજકોએ નવા મુસલમાનો ઉપર શુ શું જુલમ કીધો? હમારા સાચા હાદીને લાચાર થઇ દેશ તજવો પડયો. મદીના મોનવ્વરામાં પણ ચેનથી બેસવા દીધા નહિ અને ફોજો તૈયાર કીધી કે જઇને મુસલમાનોનો નાશ કરે. આખરે મુસલમાનો પણ શુ કરે? જાન બચાવવી પણ ફરજ છે. આખર લડયા સારી રીતે લડયા, ખુદાએ તેમની મદદ કીધી. દીન અને દુન્યા બેઉની ફતેહ મેળવી એ કાફિરોને ખુદાતાલાએ પોતાના કાનુન પ્રમાણે શિક્ષા આપી. અને બાપડાજુલમ ખમનારા મુસલમાનોનો હાથ પકડયો. ઇસ્લામી ધર્મમાં ખુનામરકી કરવાનું ફરમાન છેજ નહિ, એવાં કામ તો આજકાલ અરમનીના અને ક્રીટના ખ્રિસ્તીઓને શોભે છે. એઓ દુન્યાંની લાલચથી ખુનામરકી કરે છે. બલવો કરે છે અને આખર

મુસલમાનો ઉપર દોષ મુકે છે. ભાઇ ખુદાબખ્શ! આ વખ્ત ખુદાના ફજલથી ઘણો અમનનો છે. ધર્મ ફેલાવવા વિષેનું છુટાપણું જેવું આજના વખતમાં છે તેવું કદી થયું હશે નહીં. ફરી જો મુસલમાનો પોતાના ધર્મને ફેલાવવાની કોશીશ નહીં કરે તો તે પોતે કસુર કરનાર. ભાઇ મ્હારા! ખરી બહાદુરી તો મુસલમાનોને પોતાના દીન ઉપર મજબુત રહેવાથી અને ઇમાનમાં કામેલ હોવાથી મળે છે. સહાબા (રદી) ની હાલતને જુઓ. તેઓ કેવા બહાદુર હતા! સો, હજારનો મુકાબલો કરતા અને ફતેહ મેળવતા હતા તેનું કારણ આજ હતું કે તેઓ અલ્લાહ અને અલ્લાહના રસુલના ખરા તાબેદાર હતા. જે મુસલમાનો કે મોહર્રમના દસ દિવસમાં એવાં કામો કરે છે કે જેની આગળ બિદઅતીઓ પણ શરમીન્દા થઇ જાય છે તેઓમાં સાચી બહાદુરી પેદા થાયજ શાની?

ખુદાબખ્શ—ભાઇ અબદુલ્લાહ! તમે મારી સર્વ દલીલોને તોડી કહાડી છે પણ હજુ મારા દિલમાં એક ખટકો બાકી છે તેને જો મટાડો તો હું તમારી સાથે છું. તે આ છે કે અમારા મોહલ્લામાં મી. મદારન તાબુત બનાવતો હતો. બાપડો પોતાના ગજા પ્રમાણે ધામધુમ પણ કરતો. તેમનો છોકરો ગુલામહુસૈન હજરત ઇમામ હુસૈન (રદી) નો વાઘ બન્યા કરતો. એકવાર કોઇ મૌલવી સાહેબની વઅજ સાંભળવા તે ગયો. વઅજ સાંભળતાંજ તેનો અકીદો બદલાઇ ગયો. અને જેથી તાઝિયાને ઉંચકી નાખી ઇમામવાડાને ભાંગી નાખવાનો વિચાર કીધો. ગામવાળાઓંએ તેને ઘણો સમજાવ્યો પણ કોઇનું તેણે સાંભળ્યું નહીં. તેને ભાંગી નાંખ્યું. આખર ઇમામહુસૈન (રદી) ના

ગજબમાં આપડો સપડાયો. પ્રથમ તો તેનો છોકરો જુવાન પહાડ જેવો વબામાં સપડાયો. ફરી તે પોતે એક નાંઢલા મુકદમામાં સપડાઇ ગયો. આખરે ઘણી રીફારસ અને મોટા ખર્ચથી છુટયો. ફરી દુકાનમાં આગ લાગી, તેથી બળીને સર્વ ભસ્મ થઇ ગયું અને મદારન દાણા દાણાનો મોહતાજ થઇ ગયો. વારૂ! ફોજદાર અબદુલ કરીમ સાહેબનું ખોદા ભલું કરે કે તેવણે ઘણી કોશીશ કરી કલેકટરીમાં સીપાઇની જગ્યા અપાવી છે. મી. મદારન સાહેબ જીવતા તો છે, પણ આગલી વાત રહી નથી. હવે મી. મદારન સાહેબને લોકોએ ફલટે હાથ લીધા છે. દરેક તેવણને કહે છે કે, જુઓ બચ્ચાજી! આખર ઇમામહુસૈન (રદી) ના ગજબમાં ફસ્યા કે નહીં? મી. મદારન હજુ ખરેખરો ખરોજ રહયો છે. મુસીબત ઉપર મુસીબત અને દુઃખ ઉપર દુઃખ તેને થવા લાગ્યું. છતાં પણ તે પોતાને મેણા મારનાંરને કહેતો હતો કે કંઇ પણ થાય તો હું મુશરેક તો થવાનોજ નહીં. ખુદાનું સર્વ કાંઇ હતું. તેણેજ દીધું અને તેણેજ લીધું. હું તો દરેક રીતે રાજી છું. ભાઇ અબદુલ્લાહ! શિર્ક અને મુશરેક કોને કહે છે તે હું જાણતો નથી. હા, આટલી વાતનો ઇકરાર કરૂં છું અને કરીશ કે મી. મદારન પાકા નામાજી છે અને તેના ચહેરા ઉપર નુર છે. જે તાઝિયા પૂજામાં નથી. એક સાહેબનો હાલ મેં સાંભળ્યો છે કે જ્યારથી તેણે તાઝિયુ બનાવવું શરૂ કીધું ત્યારથી તેની માલમતામાં એટલો વધારો થયો કે શું કહેવું? મતલબ કે આ તો મેં બે દાખલા આપ્યા છે પણ એવી તરેહના ઘણા બનાવો છે કે જેને જોઇ હું અંતઃકરણથી એમજ જાણુ છું કે જે કાંઇ હિંદુસ્થાનમાં મોહર્રમના દસ દિવસમાં મુસલમાનો કરી રહયા છે તેથી હજરત ઇમામહુસૈન (રદી)નો આત્મા ઘણો ખુશ થાય

છે, અને તેઓ ખુદાના સારા બંદા છે. ખુદાએ તેમનો મરતબો ઉંચો કીધો છે. તેવણુને ઘણોખરો અખ્તીયાર ખુદાએ આપ્યો છે. તેઓ પોતાના ખુશ કરનારને ઘણુ વધારે છે, અને ખુશ નહીં કરનારનો નાશ કરે છે. ભાઇ! જે ખરી વાત હતી તે મેં સમજાવી દીધી છે. જો તમો મારા આ ખટકાને મટાડી દો તો હું માની જઇશ.

**અબદુલ્લાહ**—મારા ભાઇ! ખુદા તમારૂં ભલું કરે. આવા અગત્યના મસલાને તમે પુછી લીધો તો સારૂં થયું. સાચું પૂછો તો એ મસલો મારેથી પુછવો તમને શરૂથી લાજેમ હતું. ખેર આખરમાં પૂછયો તોપણ શું થયું? એ મસલાને જાણવાથી તો તમો ઇસલામનાં મુળ તત્ત્વને જાણી લેશો. ઇસલામમાં સર્વથી મોટી ચીજ કે જેની શીખામણ થાય છે તે તૌહીદ છે. એટલે ખુદાને એક જાણવો અને તેનેજ ફાએલે હકીકી (ખરો કર્તા) સમજવો. તમે સાંભળ્યું હશે કે પાંચ વખત મુસલમાનો નમાજમાં અલહમ્દો પઢે છે. એમાં એક વાકય આવેલું છે તેનો તરજુમો કરૂં છું. "હમો તનેજ પુજીએ છીએ અને તારેથીજ મદદ માગીએ છીએ." આવા શબ્દોથી ખુદાની પાસે પાંચ વખત ઇકરાર કરવો પડે છે. ફરી જે માણસ એ એકરાર ઉપર રહયો તે તો મુસલમાન છે, નહીં તો નામની મુસલમાની કાંઇ કામ આવે નહીં. હિંદુ કે ખ્રિસ્તી જેઓ કે ખુદાનો ભાગ્યો ઠેરવે છે. તેઓ પણ ખુદાને એકજ કહે છે, પણ તેઓ પોતાના એ કહેવા ઉપર થોભતા નથી. તેઓનું કહેવું એવું છે જેવું કે અધુરા ભણેલાને તમો "મૌલાના" કહો છો. અથવા કોઇ ટીડપુંજ્યા વેપારીને શેઠ કહો છો. સાહેબ જ્યારે ખુદાને એક માનો તો ફરી તેના થઇ ગયા. ફરી આ શું, કે જ્યારે કાંઈ દુઃખ પડે તો બીજાઓથી માંગવા લાગે? દીને

ઇસ્લામમાં અમોને એવી શીખામણ અપાયેલી છે કે ખુદા હમારો એક છે. તેજ અમારો નફો પુગાવનાર છે, નુકસાન આપનાર છે, મારનાર છે, જીવડાવનાર છે. તેના વગર બીજા કોઇમાં નતો શક્તિ છે અને નતો અખ્તીયાર છે. સો ટકા માલેક તેજ છે. માલેકીનો કોઇપણ ભાગ કોઇમાં નથી તે બાદશાહ છે. તેણે પોતાની શક્તિ વહેંચી નથી. તેણે એમ કીધું નથી કે એકને જીવાડવાનું કામ સોંપ્યું હોય અને બીજાને મારવાનું કામ અને ત્રીજાને નફો નુકસાન પુગાડવાનું કામ ઇત્યાદી અને પોતે બેકાર ચુપચાપ (અકર્ત્તા) બેસી રહયો હોય. મુસલમાનો "લાહોલ" પઢે છે એ તમે સાંભળ્યું હશે. એનો અર્થ શું છે? આ છેઃ—"ખુદા વગર કોઇમાં શક્તિ કે અખ્તીયાર છે નહીં, ખુદાને પૂજનારા કદી પણ બીજા તરફ ફરીને જોતા નથી." મને અજાએબ લાગે છે કે હજરતના વખતના મુર્તિપૂજકો જ્યારે સંકટમાં પડતા તો પોતાની મુર્તિઓને ભૂલી ખુદા તરફ ફરતા. વાંચો કુરઆન શરીફ સુરા અનઆમ કા. ૬૩, સુરા યુનોસ કા. ૨૨ સુરા અંકબુત કા. ૬૫. પણ મુસલમાન થઇ સંકટમાં ખુદાને મુકી બીજાથી ગરજ માંગે એ લજવાવા જેવું છે. આ જગ્યા હજરત ઇબ્રાહીમ (અલે) નો કીસ્સો લખવો પણ ગુણકારક છે. હજરત ઇબ્રાહીમ (અલે) ને બાળવા માટે કાફરોએ અગ્નિની મોટી ચેહ સળગાવી હતી. તેમને ચેંચવા ઉપર બેસાડી ફેંકયા કે તેવણ અગ્નિમાં પડી ભસ્મ થઇ જાય. ફેંકાયલી હાલતમાં માર્ગમાં હજરત જીબરઇલે (અલે) આવી તેમને કહ્યું કે જો તમો કહો તો તમને હવામાં અધર ઉંચકી લઉં. હજરત ઇબ્રાહીમ (અલે) અને તમને બળવાથી બચાવી લઉં હઝરત ઇબ્રાહીમે શું પ્યારો જવાબ આપ્યો કે. મને તારેથી કાંઇપણ

ગરજ નથી. મારો ખુદા મને કાફી ( બસ ) છે. ચહાશે તો જલાવશે અને ચહાશે તો જીવડાવશે, આખર ખુદાએ બચાવી લીધા. માણસ સંકટમાં પડે છે એને ખુદાનું ઇમતેહાન સમજવું. પણ ઇમતેહાન અને અજમાયેશમાં કામયાબ થનાર માણસને ધન્ય છે. જરા એક વાતને તમો સારી રીતે સોચો. અને વિચારી સાચે સાચું કહો કે જ્યારે તમે ખુદાને કાદેરે મુતલક ( સર્વશકિતમાન ) માન્યો છે અને તેને " અકબર " સવથી મોટો કહયો છે ત્યારે વારૂ આ કેવો ઇન્સાફ કે તે મોટાને મુકી નાહલાથી મદદ માગો છો ! શું તેને કાફી સમજતા નથી? જુઓ, જ્યારે બચ્ચાંનું ઔષધ નાહલા ડાકટરથી ન થાય તો મોટા ડાકટરને બોલાવે છે. ત્યારે વારૂ એવું કયું કામ છે કે તે ખુદાથી પુરૂં થતું નથી કે તેને છોડીને દેવી-દેવતા, પીર પીરીથી મદદ માંગો છો ? જ્યારે બાદશાહ લોકોની ગરજ પૂરી પાડવા બેઠો હોય અને તેને ત્યાં પહોંચતાં રોકટોક ન હોય તે વેળા સીપાઇસુપરાની ખુશામત કરવી અણસમજાય થાય છે. હાં, જો બાદશાહ સુધી કોઇ નહીં પહોંચી શકતો હોય તો તે જગ્યા બીજાની ખુશામદ થાય છે. એવીજ તરેહ ખુદાને સમજવું કે તે દરેકની ગરજ પૂરી પાડનાર છે. ફરી બીજા કોઇની ખુશામદ કરવી, બીજા કોઇથી માગણી કરવી અણસમજાય છે. હાં ખુદાથી ગરજ પુરી પાડવામાં કોઇ રોકનાર હતે તો બેશક તેની ખુશામદ કરવી જરૂર પડતે, પણ ખુદાનો દરબાર કાંઇ માણસના દરબાર જેવો નથી કે ત્યાં ઘાલમેલ કે રોકટોક થઇ શકે. તે દરબારમાં તો કોઇને ચુનોચરા (કેમ, શુકાને) કરવાની શકતી મળે નહીં. વિચારો અને ઇનસાફ કરો કે, હિંદુઓ કૃષ્ણ, મહાદેવ, રામ કાળી અને ગણેશથી મદદ માંગે છે તો તમો તેઓને મુશરેક, કાફર અને જહન્નમી ઠેરવો છો, અને તમો ઇમામ

સાહેબથી, પીર મુરશેદથી મદદ માગો છો તો તમારા ઇમાનમાં કાંઇ પણ નુકશાન લાગતું નથી એ કેવી હટધર્મી છે ? જ્યારે કોઇ માણસ ખુદાને મુકી ખુદા વગર બીજા કોઇથી ફરી તે કેટલી પણ પદ્વિ ધરાવનાર હોય તેથી મદદ માગે તો તે મુશરેક નહીં તો શું ? તફસીરે અજીજીમાં છે કે એક માણસે હજરત (સલ) થી એમ કહ્યું કે જે કાંઇ ખુદા તથા તમો ચાહશો તે થશે. હજરતે (સલ) તેને ફરમાવ્યું કે તે મને ખુદાનો ભાગ્યો કીધો એમ નહીં પણ જે તે એકલો ચાહે તે થાય જ્યારે કોઇ શિર્ક કરનાર માણસ નમાઝ પઢે છે અને તેમાં અલહમ્દો પઢે છે જેના એક વાક્યનો અર્થ આ થાય છે–"હમો તનેજ પુજીએ છીએ અને તારેથીજ મદદ માગીએ છીએ" તો સાંભળનારા ફીરસ્તા તે બેઇમાન ઉપર લાનત મોકલી એમ કહે છે કે, ઓ બેઇમાન ! આટલું બધું જુઠ તું તારા ખુદા આગળ બોલે છે ! એવું કહેતાં તને શરમ આવતી નથી ? ધન્ય છે મીયાં મદારન સાહેબને કે તે આવા ખરા વખતમાં ઇમનેહાનમાં ખરો રહી પોતાના ઇમાનને હાથે ખોયું નહીં, અલહમ્દોની વર્ણાયલી આયતના એકરાર ઉપર જેઓ સાબેત કદમ રહે છે તેઓને આ જગતમાં લાભ થાય છે. તમે જોયું હશે કે મીયાં મદારન સાહેબના આ વૃદ્ધપણામાં ખુદાએ એક ખુબસુરત, સારી શીરતનો હાફેજ આલેમ બા અમલ છોકરો આપ્યો છે. તેમ દુન્યાની હાલત પણ આગળ કરતાં ઘણી સારી છે કે જેને જોઇ લોકો બળેછે અને તમોએ જે નૂર તેવણના ચહેરા ઉપર જોવું હતુ તે તેવણના ઇમાનનું નૂર છે. તે નૂરને જોઇ જે લોકોમાં નૂર છે તેઓ એક બીજાને ઓળખે છે. પણ તે નૂરથી મુશરેકોને ઘણી ચીઢ છે. જેમ કાનચએલીને સૂર્યથી. જે અગ્નિમાં તેઓ બળવાના છે તે અગ્નિ

તે નૂરને જોઇ સળગી ઉઠે છે. મારા પ્યારા ભાઇ! એક બુઝરગે મેં શું મજેનું ફરમાવ્યું છે કે "જો હું આકાશથી પૃથ્વી સુધીના પાપો લઇ ખુદાપાસ જાઉં અને મારામાં શિર્ક હોય નહીં તો મને તે બખ્શનારની ઘણી કાંઇ આશા છે. અને જો શિર્ક કરીને જાઉં અને કાંઇપણ પાપ નહીં કરૂં તો પણ મને બખશાવાની આશા નથી." જેમ બખીલની બંદગી કબુલ થતી નથી તે કરતાં વંચી, મુશરેક લાખ ઇબાદત કરે તો કાંઇ પણ વળે નહીં. યાદ રાખજો કે જે કોઇએ પોતાનો અકીદો સુધાર્યો નહીં અને શિર્કમાં ફસાયો છે તેઓ પછી હાજી હોય કે નમાજી હોય, રોઝદાર હોય કે તહજ્જુદગુઝાર હોય. તેઓની સર્વ બંદગી ફોગટ છે. ખુદા અમને અને સર્વ મુસલમાનોને એ આફતથી બચાવે. મારી આ બધી વાતોને ધ્યાનમાં લેતાં હું એમ ધારૂં છું કે તમારા દિલમાં આવતું હશે કે ખુદાની પનાહ અબ્દુલ્લાહ અવલીયાઓનો મુનકેર છે.

ખુદાબખ્શ—મીયાં અબ્દુલ્લાહ! વારૂ તમારી વાત રહી જાય છે, માફ કરશો. ભાઇ બતાઓ તો ખરા, તમોએ મારા દિલની વાત કેમ કરીને સમજી લીધી? બેશક મારા દિલમાં એવોજ વીચાર આવ્યો હતો કે અબ્દુલ્લાહ કાંઇ વહાબીને પલ્લે પડી અવલીયાઓથી મુનકેર છે.

અબ્દુલ્લાહ—ખેર મારી વાત સાંભળો! હું ખુદાની દીધેલી ફેરાસત અને અનદાજાથી સમજી ગયો છું. હવે સાંભળો હું ખુદાના સોગંદ ખાઈ કહું છું કે હું અવલિયાઅલાહથી કદી પણ મુનકેર નથી. એટલુંજ નહિ પણ જે માણસ ખુદાના સારા બંદાઓથી મોહબ્બત અને તેઓની તાજીમ કરે નહિ તેને હું ખરાબ માણસ સમજું છું. ખુદાબખ્શ યાદ રાખો કે જેના દિલમાં ખુદાની સાચી મોહબ્બત હશે તેના દીલમાં

પ્રસન થએલા હઝરત રસુલ (સલ) ની મોહબ્બત જરૂર હશે. કારણ કે ખુદાની મોહબ્બત હઝરત ( સલ ) ની મોહબ્બત વગર કે જે તાબેદારી કરવાનું મુળ કારણ છે, તે મળી શકતી નથી. અને જેને હઝરત (સલ) સાથે પ્રીતી રાખનાર અવલીયાઅલ્લાહની મોહબ્બત જરૂર હશે, કારણકે અવલીયાઅલ્લાહ હઝરતના સાચા જાએનશીન અને નાએબ છે. અમને એવણની તવજ્જોહ અને ઇનાયતથી ખુદા અને રસુલ સુધી રસાઇ થાય છે. અવલીયાઅલ્લાહનો સાથ જો મળી આવે તો એથી વધારે બીજી શું નેઅમત હશે? ઓ ખુદા! તું મને તારા ઘરમાં બેઠેલા, તારા દોસ્ત, વલીએ કામેલ, ઝમાનાના કુતુબ' મૌલાના મુરશેદેના હજરત, હાજી ઇમદાદુલ્લાહ સાહેબ ( ખુદા તેમનો ફેજ હંમેશ રાખે) ની મુલાકાત કયારે કરાવશે? હું તેવણના મુબારક કદમ ચુમી મારી આંખોને ઠંડી કરૂં-વલીઓના સાથ (સોહબત) માટે મૌલાના રૂમ સાહેબ ફરમાવે છે-"જેના દીલમાં એવી આશા હોય કે હું ખુદાની પાસે બેસું તો તેને જોઇએ કે વલીઅલ્લાહ પાસે બેસે" અવલીઆને માટે કુરઆન શરીફ ભણી સવાબ મોકલવો, સદકો ખેરાત કરી તેનો સવાબ બખશવો. તેમની જીંદગીની હાલતો વાંચ્યા કરવી. અને તેઓની કબરની જીયારત કરવી, મતલબ કે તેઓથી મોહબ્બત વધારવી, એ નેકબખ્તની પાકી નિશાની છે. હદીસ શરીફમાં કહેવાયું છે કે, જે માણસને જેની સાથે મોહબ્બત થશે તેનો હશર તેની સાથે થશે. જો કોઇ માણસ પોતે નેક ન હોય તો તેને જોઇએ કે બીજા નેકોથી મોહબ્બત રાખતાં ચુકે નહીં. પણ અવલીયાઅલ્લાહની કબરો ઉપર જઇ સિજદો કરવું, ખુદાને લાયકની ખાસ તાજીમ કરવી, તેઓથી છોકરા-છોકરીઓ માગવી. એવી તરેહનાં કામો કરવાથી તો ખુદાના બંદા પણ સખ્ત રીતે બેજાર છે. એટલુંજ નહીં પણ દીને

ઇસ્લામની ખાસ તાલીમ તૌહીદ કે જેને ફેલાવવામાં તે બુઝરૂગોએ પોતાની પ્યારી ઉમર ખરચી છે તે પર પણ બટો લાગે છે. શું એવા કામોથી તે બુઝરગો ખુશ થશે ? ખુદાની કસમ કદી પણ ખુશ થવાના નહિ. શું જેઓ શિર્ક કરે છે તેઓથી હઝરત ઇમામ હુસૈન ( રદી ) ખુશ થશે, અને જેઓ શિર્કથી સો સો ગાઉ નાસે છે તેઓથી નારાજ થશે ? એ કદી બનવા જોગ નથી. જે માણસને મુશરેકોનાં જેવાં કામો કરવાથી દુનિયાની તરક્કી (વધારો) થતી હોય તે માણસ ખુદાના કોપમાં સખત ફસ્યો છે અને તે ખુદાની રેહમતથી દૂર ફેંકાયલો છે. તે માણસને આખેરતમાં અફસોસ અને હાથ મળી પસ્તાવવા વગર કાંઇ મળશે નહી. તમારે યાદ રાખવું કે જે કોઇ માણસ બેદીનીની વાતો મુકી સાચી દીનદારી અખત્યાર કરે છે અને ખુદા રસૂલની તાબેદારીમાં કંમર બાંધે છે તો તેના ઉપર ઘણું ખરૂં અજમાએશની રૂએ ખુદા તરફથી બલાઓ પણ આવે છે. ફરી જો તે સાબેત કદમ રહે છે તો તેને કામયાબી થાય છે. જેમકે તમો મી. મદારનનો હાલ જોઇ ચુકયા છો. અને એવા વખતમાં બેહકી ગયો તો તેનું ઠેકાણું લાગવું ઘણું કઠણ છે. ખુદા અમને અને તમને તેની અજમાએશમાં નાંખે નહિ. અને જો નાંખે તો હમો તે જગ્યા થોભી શકીયે તેવા તો નથી પણ તેના ફજલથી સાબેત કદમ રાખી ગુમરાહીથી બચાવે. આમીન.

ખુદાબખ્શ—ભાઇ અબદુલ્લાહ ! તમારી વાતોથી મને ઘણો ફાયદો થયો છે. ખુદા તમારૂં ભલું કરે આપે મને સારી હિદાયત કીધી. હું આપની રૂબરૂ સર્વ શિર્ક અને બિદઅતના તે કામોથી કે જે મોહર્રમના દસ દિવસમાં થાય છે તેથી તોબા કરૂં છું. હવે મને

આટલું પૂછવું છે કે જો મોહર્રમમાં જલસો કરી વઅજ કરાવીએ. ખેરાત કરીએ તેમાંતો કાંઇ દોષ નથી ?

**અબ્દુલ્લાહ**—નારે સાહેબ હું સારાં કામોથી શા માટે મના કરૂં ? આપ ઘણી ખુશીથી વઅજ સાંભળો, ખેરાત કરો અને હઝરત ઇમામ હુસૈન (રદી)ની રૂહ મુબારકને પોંહોચાવો. હું તો માત્ર ભુંડી વાતોથી મના કરૂં છું. હવે મગરેબનું વખત પાસે આવ્યું છે, ખુદાને માટે મારી સાથે નમાજ તો પઢો. નમાજ ઇસિલામનું એક મોટું રૂકુન છે. જેણે નમાજ પઢી તેણે ઇસ્લામની ઇમારતને થોભાવી રાખી, પણ જેણે નમાજ નહી પઢી તેણે પોતાના દીનની ઇમારત ભાંગી નાંખી. જે માણુસ નમાજ નથી પઢતો તે હજરત મોહંમદ (સલ) સાથે પોતાના તે સંબંધને કે જેને લીધે આપ તેના શફાઅત કરનાર થશે તેને કાપી નાંખે છે. જે માણુસ નમાજને મુકી દે છે તે જાણે ખુદાને બાદશાહ અને માલેક ગણવામાં મુનકેરના જેવો છે. ઓ પ્યારા ભાઇ ! જો દુનીયાનો કોઇ હાકેમ તમને બુલાવે તો કેવા દોડતા હાજર થાઓ છો ? ત્યારે આ બાંગ પણ ખુદાના તરફનું તેડું છે. તેના તરફ ચાલવાની કોશીશ કરો. પણ દુનીયાના હાકેમના તેડા તરફ જલદી દોડવું અને ખુદાના તેડાની તરફ નહી દોડવું એ ઇમાનની નીરબળતાને લીધે છે. એવીજ તરેહ કોઇ માણુસનો ભાઇ કે દીકરો મરી ગયો હોય અને તેના ઉપર ખરૂં કરજ હોય અને તેનો બીજો ભાઇ કે દીકરો સરકારી કામમાં સપડાયો હોય ત્યારે એ માતા પ્રથમ આગલાને બચાવવાની કોશીશ જરૂર કરવી જોઇએ. પણ જો તે તેનો ખીયાલ નહી કરતાં માત્ર બીજાને છોડવવાની તદબીર કરે તો તેને પણ ઇમાનની જઇફાઇ સમજવી એવોજ હાલ બેઉ તેડાંઓનો સમજજો.

ખુદાબક્ષ—હું ખુદાના ફજલથી જો કે નમાજી ન હતો તે પણ નમાજીઓની માફક હું પાક સાફ રહ્યા કરૂં છું માટે હમણા વોજુ કરી તમારી સાથે નમાજ પઢું છું. પણ આટલું બતાવો કે ખેરાત કરતાં હીન્દુઓને આપવું તેઓથી ભલાઇ કરવી દુરૂસ્ત છે કે નહી?

અબદુલ્લાહ—હાં ભાઇ એ સવાલ તો તેં ઘણો અગત્યનો કીધો છે. એને તું સારી રીતે સાંભળ. જે હીન્દુ મુસલમાની ધર્મનો મુકાબલો કરે છે અને મુસલમાનો સાથે દુશમની રાખે છે તેઓની સાથે ભલાઈ કરવી દુરૂસ્ત નથી. જેમકે હમારા ગામ રાંદેરના તો કેટલાક હીન્દુઓ કે તેઓ હંમેશ મુસલમાનોને મુકાબલે રહે છે. અને એમ કરવામાં તેઓએ લાજ પણ મુકી દીધી છે, કારણ કે રાંદેરના વોહરાઓમાંના શેઠ મી. હાજી યુસોફ મોહમદ સુલેમાન સાહેબ કે જેવણ વગર ન્યાત જાતના તફાવત રાખે સર્વ કોમ માટે એક લાખ છત્રીસ હજાર રૂપીઆ ખર્ચી રાંદેરમાં પાણી લાવવા બંદોબસ્ત કર્યો છે. તેમ આડાતરમાં લોકોપયોગી પુલ બાંધી આપ્યો છે. તેમ બત્તીની રોશની થાય છે. એવીજ તરેહ એજ કસબાના શેઠ મી. હાજી આજમ ગુલામ હુસેન સાહેબ કે જેવણે હજારો રૂપીઆ ખરચી સર્વોપયોગી ઓવારો બનાવ્યો, હિન્દુ મુસલમાન સર્વને માટે ધર્માદા દવાખાનું કહાડયું, તેમજ સસ્તા ભાવે ગરીબ લોકોને માટે (ફરી તે હિન્દુ હોએ કે મુસલમાન હોએ) દુકાન ખોલી કે જેમાં દરમાસે આશરે રૂપીઆ પાનસોની ખોટ ઉંચકે છે. તેમ સેંકડો રૂપીઆ હાથ ઉછીના કેટલાક હિન્દુઓને કેટલાક શેઠીઆઓ પાસેથી મળે છે. કેટલાક ખેડુતો કે જેઓ વહોરાઓની જમીન ખેડે છે તેઓની સાથે કઈ તરેહનો એહસાન થાય છે. છતાંએ ઉપલા શેઠીઆઓના તેમ બીજા વોહરાઓના બાપદાદા જ્યાં દફનાયા છે તે કબરસ્થાનમાં ખૂલ્લુ હોવાથી થતી ગલીચીને દુર કરવા દીવાલ બાંધવાનું કામ શરૂ થયું તો તેજ

હીન્દુઓ કમર બાંધી નીરલજ થઇ અટકાવ માટે લડવા નીકલ્યા, ને તરેહ તરેહની અરજી કીધી, રકમવાર ફાંટા કહાડ્યા જેથી કેટલીક મુદત તે કામ રઝળ્યું અને કેટલીક કબરો ઠોકરોમાં કઢાવી આખર મી. હાજી યુસોફ માહમદ સુલેમાનનીજ કોશીશથી તે કામ પાર પડ્યું.

તેમજ રાંદેરની ઇદગાહ નાની છે તેને વધારવાની જ્યારે કોશીશ થઇ તો તે કરતાં ચાર ગણી વધારે કોશીશ કરી. એજ હીન્દુઓએ તે કામ થવા દીધું નહી. તેમજ તે ઇદગાહનો કુવો કે જે વુજુ કરવા માટે બંધાયો છે તેને ઘણી વખત પુરી નાખે છે એવીજ તરેહ હાલ ઘર વેરામાં કેટલાક હીન્દુઓ કોશીશ કરી રહયા છે. તે એટલા માટે કે, એ ઘરવેરાથી જે કાંઇ દેખીતી રીતે નુકશાન છે તેના ખમનારા વોહરાઓજ છે. એવીજ તરેહ રાંદેરમાં કોઇ હીન્દુ મુસલમાન થાય છે તો તે દીવસ કેટલાક હીન્દુઓના ડોળા ફરી જાય છે. કેટલાક વરસઉપર તેઓએ એવી કોશીશ કીધી હતી કે મુસલમાનો ઘર આગળ કુરબાની કરી શકે નહી. પણ તેમાં તેઓ નીષ્ફળ ગયા. મતલબ કે એવા હીન્દુઓને ખેરાત આપવી કે એહસાન કરવું દુરૂસ્ત નથી પણ જે હીન્દુઓ કે મુસલમાનો સાથે દુશમની કરતા નથી અને ધર્મને આડે આવતા નથી તેઓને સદકો ખેરાત કરવી કે એહસાન કરવું દુરૂસ્ત છે. આ વાત કુરઆન સુરા મુમતહેના કા. ૮-૯ થી સીધ થાય છે. એવીજ તરેહ હીદાયા દુરૂલ મુખતાર વગેરમાં પણ છે.

આ વાત સાંભળી ખુદાબખ્શને ઘણો આનંદ થયો અને મગરેબની નમાજ જમાઅત સાથે પઢી. અને ફરી મોહર્રમની ભુંડી રસમો અને બીદઅતોમાં કદી પડયો નહી, ખુદા સર્વ મુસલમાનોની મદદ કરે અને ખરે માર્ગે રાખી સારાં કામ કરવાની તોફીક આપે. આમીન.

સમાપ્ત.

ઈસ્લામી રાજદ્વારી, ધાર્મિક અને સામાજીક સવાલો
ઉપર નિડરતાથી ચર્ચા ચલાવતું

ટુંક વખતમાં અતિપ્રિય થઈ પડેલું

જાણીતું ગુજરાતી અઠવાડીક પત્ર

# "હમદર્દ"

જેણે પોતાની ટુંક કારકીર્દીમાં પોતાની સાચી હમદર્દી પોતાના ધર્મ પોતાની કોમ અને પોતાના દેશ પ્રત્યે દાખવી છે. આવા એક સાચા "હમદર્દ"ના "હમદર્દ" થવાની તમારી ફરજ છે. માટે આજેજ તેના ગ્રાહક બનો, તે વાંચો અને તમારી ફરજ વિચારો.

લવાજમ....

| | | |
|---|---|---|
| વારસીક | સ્થાનીક | ૩-૦-૦ |
| | હિન્દુસ્તાન | ૪-૦-૦ |
| | હિન્દ બહાર, | શી. ૧૦-૦ |

લખો

મેનેજર:—"હમદર્દ"

રાંદેર.

# ખુશ ખબર.

## ગુજરાતી ભાષા અને ગુજરાતી અક્ષરની કિતાબો.

જગ પ્રખ્યાત મોટા મોટા આલિમોની રચેલી અરબી અને અને ફારસીની માતબર કિતાબોનું સરળ અને સાદી ગુજરાતી ભાષામાં આલિમોનાજ હસ્તે તેનું ભાષાંતર થએલી કિતાબોની લિસ્ટ.

| | | |
|---|---|---|
| **મશારેકુલ અનવાર** | ભાગ ૧લો | કીંમત રૂ. ૧–૮–૦ |
| ,, ,, | ભાગ ૨જો | કીંમત રૂ. ૧–૮–૦ |
| ,, ,, | ભાગ ૩જો | કીંમત રૂ. ૧–૮–૦ |
| **બેહેશતી ઝેવર** | કામિલ ૧૦ ભાગમાં | કીંમત રૂ. ૪–૦–૦ |
| **માલાબુદ મિન્હુ** | ... ... ... ... | કીંમત રૂ. ૧–૮–૦ |
| **તોહફતુલ હિન્દ** | પાકી બાઇંડીંગ ... | કીંમત રૂ. ૨–૮–૦ |
| **મોનબ્બેહાત** | જીલ્દવાળી ... ... | કીંમત રૂ. ૦-૧૦-૦ |
| **ઝમાનુલ ફિરદૌસ** | જીલ્દવાળી ... ... | કીંમત રૂ. ૦-૧૦-૦ |
| **તાલીમુલ ઇસ્લામ** | ભાગ ૧ લો ... | કીંમત રૂ. ૦–૨–૦ |
| ,, ,, | ભાગ ૨ જો... ... | કીંમત રૂ. ૦–૨–૬ |
| ,, ,, | ભાગ ૩ જો... ... | કીંમત રૂ. ૦–૪–૦ |

મળવાનું ઠેકાણું:—રહીમયા બુકડીપો

**મુન્શી મોહંમદ હુસેન બુકસેલર**

મુ૦ મોડાસા, જીલ્લે અમદાવાદ.